# ધર્મ અને રાષ્ટ્રત્વ

અનાદિ કાળથી મનુષ્યની પ્રવૃત્તિમાત્રનો હેતુ સુખપ્રાપ્તિ રહ્યો છે. અનેક વસ્તુઓની પાછળ સુખને માટે ભમ્યા છતાં સુખ મૃગજળની માફક દૂર ને દૂર જતુ જાય છે અને આમ નિરંતર શાશ્વત સુખની ખોજ ચાલ્યાં કરે છે અને 'કેડે છોકરૂ ને ગામમા શોધ્યુ' એ લોકોક્તિ પ્રમાણે પરમ સુખનુ ધામ અંતરમા જ-આત્મામા લાધ્યું. આમ આત્માની શોધ કરવી, તેના સ્વરૂપને ઓળખવુ એ જ પરમ શ્રેયનો માર્ગ જણાયો આ શ્રેયમાર્ગ તે ધર્મ.

પરતુ ધર્મમાં આત્માની સૂક્ષ્મતા અને પારલૌકિકતા પર એટલો બધો ભાર મૂકાયો કે આત્મા દેહધારી છે અને દેહદ્વારા જગત્ સાથે તેને નિકટનો સબધ છે અને તે સંબંધ આત્મસ્વરૂપની પ્રાપ્તિમાં અવગણી ન શકાય એ વાત જ જાણે ભૂલાઈ ગઈ. પરિણામે જડભરતની પેઠે કુટુંબ અને સમાજથી ડરીને દૂર ભાગવામાં જ મોક્ષ રહેલો છે એવો વૈરાગ્યનો ભૂલ ભરેલો આદર્શ રજુ થયો. સમાજમાથી નાસી છૂટવાના-બાહ્ય સન્યાસના મિથ્યા પ્રયત્નો થયા. ધર્મ, દેરાસરો, મંદિરો, મસજીદો અને દેવળોમાં કેદ થયો. ધાર્મિક અને વ્યવહારિક એવા જીવનના ખોટા ભેદ પડ્યા. ધર્મ અને જીવનને જાણે છૂટાછેડા થયા. દ્વૈતાદ્વૈત આદિ અનેક તત્ત્વવાદના ઝઘડા જાગ્યા અને સંપ્રદાયોના ખાબોચીયાંમાં ધર્મ ડૂબ્યો. આ દોષના નિવારણાર્થે ભગવાન બુદ્ધે આત્માના સ્વરૂપની વાત જ છોડી દીધી છે. તેમની એક આખ્યાયિકા આ સંબધમાં ઘણી બોધપ્રદ છે. તેમના એક શિષ્યે આશંકા કરી કે "મહારાજ આ જગતની ઉત્પત્તિ કેમ અને ક્યારે થઈ તેનો હેતુ શો હશે,

આત્માનું સ્વરૂપ શું, તેને અને જગતને શો સંબંધ ? ઇત્યાદિ તત્ત્વબોધ આપે કદી કર્યો નથી, ત્યાં સંયમાદિ ધર્મનું પાલન શા અર્થનું ?" તેને ઉત્તર મળ્યો "ભાઈ, એક દર્દીને તીર લાગ્યું છે અને તે વૈદ્ય પાસે જઈને કહે છે કે 'મારુ આ તીર કાઢો, પણ જરા ઉભા રહો, પ્રથમ મને કહો કે આ તીર મારનાર કોણ અને કેવો હશે ? શા હેતુથી તીર માર્યું હશે ? તે કઈ દિશામાંથી આવ્યું હશે ?' આ મૂર્ખ દર્દીના જેવી તું વાત કરે છે. આત્મા અને જગતના સ્વરૂપની વ્યર્થ જિજ્ઞાસા છોડી કર્તવ્ય પાલન કર અને તેમ કરતા સત્યજ્ઞાનની પ્રાપ્તિ યથાકાળે સહેજે થઈ રહેશે."

આત્મા દેહી છે, અને ચિત્તદ્વારા દેહી પ્રવૃત્તિ કરે છે. પ્રવૃત્તિમાં કર્મબંધ ન થાય અને મોક્ષ મળે તે માટે ચિત્તશુદ્ધિની આવશ્યકતા છે. આ ચિત્તશુદ્ધિ અનેક સાત્વિક ગુણોના સપ્રમાણ વિકાસ વિના શકય નથી, અને આ ગુણવિકાસ જીવનના અનેક વ્યાપારોમાં જ થઈ શકે છે. સત્ય, અહિંસા, અભય, ક્ષમા, સહનશીલતા આદિ અનેક ગુણોનો ઉત્કર્ષ અને કસોટી સમાજમાં જ શક્ય છે એ સહેજે સમજાશે. વળી જ્યા સુધી દેહ છે ત્યાં સુધી સમાજનો કેવળ ત્યાગ શકય પણ નથી. એકાન્તવાસીને પણ નિર્વાહ માટે કોઇને કોઈ પર આધાર રાખવો જ પડે છે. આમ છે તો ત્યાગ શાનો થયો ? સમાજનો નહિ પણ તેના પ્રત્યેના ધર્મનો જ. સમાજ તરફથી પોષણ અને રક્ષણ મેળવ્યુ છે છતા તેના પ્રત્યેનું પોતાનું ઋણ કબૂલ નથી કરવુ એ તો આજના દેવાળીઆ જેમ લેણદારોને જાણે ઓળખતા જ નથી એના જેવું થયુ ટૂંકમાં સમાજનો ત્યાગ અશક્ય છે અને તેનો પ્રયત્ન ધર્મદૃષ્ટિએ અનિષ્ટ છે.

સમાજમાં કુટુંબ, જ્ઞાતિ, રાષ્ટ્ર, સકળ મનુષ્યસમાજ ભૂતસૃષ્ટિ માત્રનો સમાવેશ થાય છે. આજે આપણે માત્ર સમાજના એક મહત્ત્વના અંગ, રાષ્ટ્ર પ્રત્યેના આપણા ધર્મની વાત વિચારવાના છીએ.

જેમ પૂર્વના ઋણાનુબંધે કરીને અમુક કુટુમ્બમાં જન્મ થાય છે અને ત્યારથી જ તેના પ્રત્યેના ધર્મ પ્રાપ્ત થાય છે, તેવી જ રીતે અમુક દેશમા જન્મ થવો તે પણ ઋણાનુબંધનુ કારણ હોઈ શકે અને તેથી જન્મથી જ જન્મભૂમિ પ્રત્યેના ધર્મ પ્રાપ્ત થાય છે. જે ભૂમિનાં અન્ન જળ વસ્ત્રે આ કાયા ધારણ પોષણ અને રક્ષણ પામે છે, જેની સંસ્કૃતિનું ધાવણ આપણે ધાવ્યા છીએ તેના પ્રત્યે, તેની જનતા પ્રત્યે આપણો સેવાધર્મ છે ત સમજાવવુ પડે તેમ છે ?

આપણો આ રાષ્ટ્રધર્મ વિશાળ વિશ્વધર્મ ભૂતધર્મ અથવા આધ્યાત્મિકધર્મ સાથે અવિરોધી છે, બલ્કે સુસંગત છે. પાતિવ્રત્યમાં પરપુરુષનો દ્વેષ નથી, ઇષ્ટદેવની ભક્તિમાં અન્ય દેવનો તિરસ્કાર નથી, તેમ સાચા રાષ્ટ્રધર્મમા પર રાષ્ટ્ર પ્રત્યે દ્વેષ કે તિરસ્કાર નથી રહ્યો. પોતાના કુટુંબનુ ન્યાય્યરીતે ધારણ પોષણ અને સત્ત્વસંશુદ્ધિ થઈ શકે તે માટે તેના નિયતા બનવુ એ ખરો કુટુબ ધર્મ છે તેવી જ રીતે રાષ્ટ્રનાં ધારણ પોષણ અને સત્ત્વસંશુદ્ધિ ન્યાય્યરીતે શકય બને તે સારુ રાષ્ટ્રને માટે સ્વરાજ્ય મેળવવુ તે ખરો રાષ્ટ્ર-ધર્મ છે આમાં પર રાષ્ટ્રનુ રાજ્ય પચાવી પાડવાની અધર્મ યુક્ત વાત નથી. અલબત્ત આપણા રાષ્ટ્રને પરરાજ્યની ધુસરીમાંથી મુક્ત કરવાના પ્રયત્નમાં પરરાજ્યને દેખીતી હાનિ લાગવાનો સંભવ છે; પરતુ આપણા રાષ્ટ્રે મુક્તિનો જે માર્ગ ગ્રહણ કર્યો તે ધર્મયુક્ત હોવાથી તે હાનિ આપણને દોષકર નથી. આ માર્ગ તે કયો અને તેની વિશિષ્ટતા શું છે તે જોઈએ. રાષ્ટ્રે મુક્તિનો માર્ગ અહિંસાનો ગ્રહણ કર્યો છે. કોઈ પણ અંગ્રેજનો વાળ સરખો વાંકો કર્યા વિના, તેને ગાળ સરખી દીધા વિના, મનથી પણ તેનું ભૂડુ ઇચ્છયા વિના માત્ર શાત પણ જ્વલંત સત્યાગ્રહથી સ્વરાજ્ય મેળવવાનો આપણો દાવો છે. આ પ્રકારનુ પ્રજા પ્રજા વચ્ચેનું યુદ્ધ જગતના ઈતિહાસમાં અવનવુ છે. આ યુદ્ધનો પ્રણેતા હિંદનો–બલ્કે જગતનો સર્વશ્રેષ્ઠ સન્ત પુરુષ છે. ન્યાયયુક્ત હિંસક યુદ્ધને પણ ધર્મયુદ્ધ કહેવાનો પ્રચાર છે.

તો આ તો એથીય વિશેષ ન્યાયયુક્ત અહિંસક યુદ્ધ છે અને તેથી તે સાચે જ ધર્મયુદ્ધ છે. તેમાં સાધ્ય તેમજ સાધન બન્ને ધર્મયુક્ત છે. આવા શુદ્ધ ધર્મયુદ્ધના વિજયમાં જૈનધર્મનો પણ વિજય રહેલો છે. કેમકે બન્નેનો મુખ્ય સિદ્ધાંત અહિંસા છે. જૈનો પોતાના સાચા અહિંસા ધર્મને ઓળખે અને આ ધર્મયુદ્ધનું રહસ્ય સમજે તો તેઓ દેશને તારે અને પોતાના ધર્મનો દિગ્વિજય કરાવે.

સાંપ્રત રાષ્ટ્રધર્મનુ-બીજુ વિશિષ્ટ અંગ ખાદીપ્રચાર છે. ખાદીપ્રચાર એટલે દરિદ્રનારાયણની સેવા. પૃથ્વીના પડ પર ગરીબમાં ગરીબ દેશ આપણો હિંદુસ્તાન છે. દેશની સેવા એટલે ગરીબોની સેવા અને તે કેવી રીતે સૌ કોઈ કરી શકે ? જ્યાં કરોડો હાડપિંજરોને એક ટાણુ પણ પૂરુ અન્ન મળતુ નથી અને બદલવાને બીજુ વસ્ત્ર મળતું નથી ત્યાં તેને રોજનો એક પૈસો પણ વધારે મળે તો તેને તે મહોર સમાન થાય. ત્યારે શું તેમને માટે અન્નક્ષેત્રો ખોલવાં કે રોજ દક્ષિણાઓ વહેંચવી ? આ માર્ગો તો પરાપૂર્વથી આપણે ત્યાં પ્રચલિત છે પણ આ ઉપાય તો વ્યાધિ કરતાં પણ બૂરો થઈ પડ્યો છે એ કોણ નથી જાણતુ ? માટે ખરો ઉપાય તો ગાંધીજીને રેંટિયામાં જડયો. આ સુદર્શનચક્ર જ દેશની ગરીબાઈ થોડીક પણ ફેડી શકે તેમ છે. ઘેર ઘેર રેંટિયા ચાલે અને અનેક કાંતનારા, અને વણકરોને રોજી મળે, વસ્ત્ર મળે અને પરદેશ ઘસડાઈ જતી રૂ. ૬૦ કરોડની લક્ષ્મીદેશમા રહે. જૈન ધર્મમાં દયાધર્મને પ્રાધાન્ય આપ્યુ છે આ દયાધર્મનુ પાલન ખાદી દ્વારા દરિદ્રોની સેવા સિવાય બીજી કઈ રીતે સરસ થવાનું હતુ ?

જેમ જેમ ઉંડા ઊતરીને વિચારશું તેમ તેમ સ્પષ્ટ માલુમ પડશે કે શ્રેયાર્થીને રાષ્ટ્રધર્મ પ્રત્યે આંખમીંચામણાં કરે ચાલે તેમજ નથી. જો તેણે ચિત્તશુદ્ધિ કરવી હોય, ગુણોત્કર્ષ દ્વારા જીવન આધ્યાત્મિક બનાવવું હોય તો સમાજના અન્યાયો સામે અહિંસક યુદ્ધ લડવું જ જોઇશે. અને પરરાજ્યની ધુંસરી તળે રાષ્ટ્રનું

પીસાઈ જવું એનાથી બીજો ગંભીર અન્યાય શો હોઈ શકે ? અને આ મહા અન્યાયનો પ્રતિકાર કરવામાં જીવન સર્વસ્વ હોમાય તેમાં આધ્યાત્મિક ઉન્નતિ શું જેવી તેવી છે ? ધર્મ-આધ્યાત્મિકતા એ જીવન વ્યાપક તત્ત્વ હોય અને છે જ તો ગુલામી પ્રજાને ધર્મપાલન અને આધ્યાત્મિક વિકાસ સર્વાંશે શકય છે ? આધ્યાત્મિક જીવન જીવનારને ડગલે ને પગલે ગુલામી-આતરૂ અને બાહ્ય-સામે થવું જ જોઈએ. શ્રેયાર્થીને, મુમુક્ષુને રાષ્ટ્રયુદ્ધમા ઝંપલાવ્યે જ છૂટકો છે.

દુઃખની વાત એ છે કે શ્રેયાર્થીઓ જ-સાધુ સાધ્વીઓ જ જે યુદ્ધમાં મોખરે રહેવા લાયક છે અને રહેવા જોઇએ-તે તેનાથી દોઢ ગાઉ દૂર ભાગે છે. તેમણે જાણવુ જોઇએ કે પરમ શ્રેયાર્થી આ યુદ્ધનો સારથી છે અને સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ આદિ યમ નિયમાદિનું જેમણે પોતાના જીવનમાં વિશેષ પાલન કર્યું છે, તેવા શ્રેયાર્થીઓ તેના સૈનિક સાથીઓ છે અને થોડે ઘણે અંશે પણ સંયમી જીવન જીવનારાઓને જ સૈનિક થવાનું આહ્વાન છે. સૈનિકોમા સંયમી જીવનની જેટલે અંશે ખામી હોય છે તેટલે અંશે લડતમા પણ ખામી રહે છે જ. જેમને ચા બીડી વિના ચાલે નહિ, ભૂખ તરસ ટાઢ તડકો વેઠી શકે નહિ, સહેજ વાતમાં છેડાઇ પડનો હોય, જેની જીભ કાબુમાં ન રહે, કુટુંબનો ભાર માથે હોય, પરિગ્રહ ખૂબ વધારેલો હોય આવો માણસ સૈનિક થાય તો પોતાને અને દેશને લજવે. આથી ઉલટું સાધુ સાધ્વીઓ જેઓ સત્યનિષ્ઠ, બ્રહ્મચારી અપરિગ્રહી, ક્ષમાશીલ, અને સહનશીલ છે અને જે શ્રેયાર્થીઓ મહાવ્રતોને પોતાના જીવનમા ઉતારવા મથી રહ્યા છે તેઓ ભલે વિદ્વાન ન હોય, વક્તા ન હોય, શિક્ષિત ન હોય, ભલે સ્ત્રી હોય, વયમાં યુવાન હોય તો પણ લડતને વધારે સુદર રીતે દોરી શકે અને યશ અપાવી શકે. આ યુદ્ધનું હથિયાર બુદ્ધિ કરતાં ચારિત્ર વિશેષ છે અસાધુતાની સામે સાધુતાએ લડવાનું છે.

ત્યારે હવે સાધુ સાધ્વીઓ જીવનનો મર્મ સમજી દેશની હાકલને માન આપે તો દેશનો અજબ પલટો થઈ જાય અને સ્વરાજ્ય હસ્તામલકવત્ થાય. પણ તેમને કોણ સમજાવે ? સાધુસંઘની જેમ જૈન સંઘ પણ એટલો જ પ્રબળ છે. જૈન સંઘ પોતાનો રાષ્ટ્રધર્મ સમજે તો સાધુસંઘને વિનવી, પગે પડીને અને છેવટે તેમની સામે સત્યાગ્રહ કરીને પણ સમજાવી શકે. હવે જમાનો ઉલટો આવ્યો છે. પ્રજા રાજાને દોરે છે, મજૂરો મુડીદારોને દોરે છે યુવાનો વૃદ્ધોને દોરે છે તો ધર્મસંઘ ધર્માચાર્યો અને સાધુઓને દોરે તેમાં કાંઈ નવાઇ નથી.

અંતમાં આજના પવિત્ર પર્યુષણના મહોત્સવ નિમિત્તે એકઠા થયેલા સકળ શ્રેયાર્થીઓ રાષ્ટ્રધર્મના યથાર્થ પાલન દ્વારા પોતાનો અને માતૃભૂમિનો મોક્ષ સાધે એ પ્રાર્થના.

શારદા મંદિર
અમદાવાદ
પર્યુષણ પર્વ ૧૯૮૬

ચંદુલાલ કાશીરામ દવે
(બી. એ. એલ. એલ. બી.)

# ધર્મ અને પંથ

આત્મપ્રિય સુશીલ બહેનો અને સુજ્ઞ બાંધવો,

ધર્મ અને પંથ એ બને સાપેક્ષ દૃષ્ટિએ વિચારીએ તો કેવળ ભિન્ન નથી, તેમ કેવળ અભિન્ન નથી. આપણે શ્રવણ કર્યું કે ધર્મમાંથી પથ ઉદ્‌ભવે છે અને પંથો પરસ્પર કલહ કરે છે. તેમ વક્તાની દૃષ્ટિથી તો પરસ્પર સપ પણ કરે છે એટલુ જ નહિ પણ સુસંપ પણ કરે છે.

જે પંથ કે સપ્રદાયની દૃષ્ટિ તેના સાધ્ય એટલે ધર્મપર છે તે પંથ કે સપ્રદાય તેજ ધર્મમાથી નીકળેલા માર્ગની પેઠે-તેજ વૃક્ષમાથી નીકળેલી શાખાની પેઠે-તેજ સુવર્ણમાંથી ઉત્પન્ન થતાં નાના પ્રકારના આકારવાળા અલકારોની પેઠે, તેઓને પોતાના બધુ ગણશે, કારણકે તેમનુ ઉત્પત્તિ સ્થાન એક જ છે-ધર્મ છે.

ધર્મ એ દ્રવ્ય છે અને પથ એ તો તેનો પર્યાય છે. ધર્મ એ સુવર્ણ છે, અને પંથ એ સુવર્ણની મુદ્રિકારૂપ તેનો આકાર છે. આ હેતુથી જે સપ્રદાય પોતાના આત્માને એટલે પોતાના મૂળને સપૂર્ણપણે વળગી રહ્યો છે, તેને તેજ ધર્મમાંથી નીકળેલો બીજો સપ્રદાય વિરોધી નથી લાગતો, પરંતુ વિવિધ લાગે છે, Different નથી લાગતો પરંતુ various લાગે છે. આ દૃષ્ટિથી ધર્મપથો પોતાના બધુ પથોને જોતાં શીખે તો જગતની વિવિધતામા જેમ આનદ છે, તેમ આ પંથોના સમન્વયમાં પણ આનંદ લઈ શકીએ.

હારમોનિયમમાં જેમ 'સા રી ગ મ પ ધ ની,' એવા સાત સૂરો છે, પ્રત્યેકનો સૂર વિવિધ છે તથાપિ તેમની harmony-સંવાદન-આપણે ઉપજાવી શકીએ છીએ. તેમ પથોમાંથી પણ આપણે સવાદન ઉત્પન્ન

કરી શકીએ. તથાપિ આપણું ઐકય કયાં છે—આપણું મૂળ કયાં છે! એ આપણે જોવુ જોઇએ, નહિ તો મૂળ ઉપર કુઠાર પડશે અને જો મૂળનો નાશ થશે તો મૂળમાંથી ઉત્પન્ન થયેલા પંથનો પણ નાશ થશે.

હવે પથો વિધવિધ થવામાં શો કુદરતનો હેતુ છે એ આપણે જરા વિચારદષ્ટિથી તપાસીએ. આત્મામાં અનંત ગુણો છે. અને એ સઘળા ગુણો ખીલવવાનો આત્મામાંથી ફુટેલા ધર્મનો મુખ્ય ઉદ્દેશ છે. તથાપિ મનુષ્ય સઘળા ગુણો એકી વખતે સંપૂર્ણપણે ખીલવી શકતો નથી. એથી કોઈ ધર્મપંથસસ્થાપક, જ્ઞાનને મુખ્ય કરી આત્માના બીજા ગુણોને ગૌણ રાખી તેની ખીલવટ પોતે કરી પોતાને અનુસરનારાઓ પાસે એળે એળે કરાવતા રહે છે.

તેજ પ્રકારે કોઈ દર્શનને મુખ્ય કરે છે, અને જ્ઞાન અને ક્રિયાને ગૌણ રાખે છે. તેમ જ કોઇક સપ્રદાય ઉપદેશે છે કે ચારિત્ર વિના-જ્ઞાન દર્શન ક્રિયામા આવ્યા વિના સર્વ ખોટું છે.

હવે આપણે જાણીએ છીએ કે સમ્યક્જ્ઞાનમાથી અનંતજ્ઞાન, સમ્યક્દર્શનમાંથી અનતદર્શન અને સમ્યક્ચારિત્રમાથી અનતઆનદ—એ ત્રણે સમપ્રમાણમા ખીલે નહિ ત્યાં સુધી તેનો સમન્વય થવો દુર્લભ છે. માટે જ્ઞાનપ્રિયોએ દર્શનપંથ અને ચારિત્રપથની અવગણના કર્યા વિના જ્ઞાનપંથમાં રહી, વિકાસ કરવો અને દર્શનપથીઓની અને ચારિત્રમાર્ગીઓની અનુમોદના કરવી જોઈએ. આમ કરવાથી જ્યાં વિરોધ દેખાય છે ત્યાં વિવિધતા દેખાશે.

હવે આપણે જોઈએ કે જૈનસમાજમાં દેખાતા ત્રણ સંપ્રદાયો અને તેમાંના એકુકા સપ્રદાયમાં રહેલા સંઘાડા અને ગચ્છો અનેક છે. છતાં એક વૃક્ષમાં શાખા ત્રણ હોય અને પ્રત્યેક શાખા ઉપર ફળો જુદે જુદે અંતરે હોય, તથાપિ વૃક્ષના ફળમાં, ફુલમાં, પત્રમાં, ડાળીઓમાં, ડાળામાં, થડમાં, મૂળમાં, એક જ રસ (juice) સર્વત્ર

વ્યાપી રહેલ હોય છે. તેમ આ સર્વ જુદા જુદા નામે જણાતાનો આત્મા, ધર્મરૂપ વૃક્ષમા સમાયો છે.

બીજું એક દષ્ટાંત આપણે લઇએ. દિગમ્બર, શ્વેતાંબર કે સ્થાનકવાસી એ સર્વે જૈનધર્મ માનનારાઓ લગભગ સરખી સખ્યામાં વહેંચાયા છે. પરસ્પરને નિંદતા જેમ જોવામાં આવે છે તેમ પરસ્પરમાં રહેલા ગુણોને જોઈ સ્તુતિ કરનાર પણ કોઈ કોઈ ગુણદષ્ટિઓ જડી આવે છે.

આપણે જૈનધર્મ માનનારાઓ સવા તેર લાખ જૈનોને અમદાવાદે આમત્રીએ. અને પછી એક સર્કલમાં ગોઠવીએ. એટલે કે દિગંબર, તેની જોડે સ્થાનકવાસી અને તેની જોડે દેરાવાસી, એ સર્વને એક સર્કલમા ઉભા રાખી વચમાં આપણા પુણ્યોદયે શ્રી મહાવીરસ્વામી પધારે તો તેને કોણ વદન નહિ કરે ? વંદન કરનાર દિગમ્બર હો કે, શ્વેતામ્બર હો, સ્થાનકવાસી હો કે, તારણપથી હો, પરંતુ શ્રી મહાવીરને પોતાના **ધર્મપિતા** તરીકે સર્વ વદશે–પૂજશે–આજ્ઞા શિરોધાર્ય કરશે, અને હૃદયમદિરના સિંહાસનપર બેસાડી તેમની આરાધના કરશે. સર્વ આવળાએ એ જ પ્રભુનુ પૂજન કરે છે, ત્યારે આપણી એકવાક્યતા– આપણો સમન્વય આપણી harmony આપણો સંવાદન ક્યાં છે, તે આ ઉપરથી જોઇ જકાશે.

વંદન, નમનનાં વિધાન જુદાં નથી, પણ વિધવિધ છે, પરતુ એ વદન કે નમન શ્રી મહાવીરને છે એ વાત ઉદારદીલ તો સ્વીકાર્યા વિના નહિ રહે.

શ્રીમહાવીર આ પ્રમાણે આપણા સર્વના–સવાતેરલાખના જો **ધર્મ-પિતા** છે તો આપણે તેના **ધર્મ-ઔરસ પુત્રો** છીએ. અને તેથી આપણે એ **એક પિતા**ના ધર્મપુત્રો હોવાથી બધા બાધવો છીએ. માટે આપણી દૃષ્ટિ આપણા સઘળા વિધાનોમાં પ્રથમ શ્રી મહાવીર તરફ હોવી જોઇએ અને પછી આપણા બાંધવા પર.

કેટલીક જગોએ કહેવામાં આવે છે કે તર્કથી સમાધાન ન થાય; પરંતુ તર્ક કરનાર જો સત્યપ્રિય હોય તો તે અનેક તર્કોનો પણ, અનેક અપેક્ષાઓનો પણ સમન્વય કે સમાધાન કરી શકે.

અપેક્ષાવાદ કે સ્યાદ્વાદનો આત્મા જ સમાધાન છે. અને અપેક્ષાઓ એક સત્યમાંથી ઉત્પન્ન થતા વિધાવધ તર્કો છે.

વક્તાને તો જણાય છે કે 'મુંડે મુંડે મતિર્ભિન્ના' એમ જે કહેવાય છે–many men, many thoughts–એ જે કહેવત છે, તે અણસમજુ કે અજ્ઞાન મનુષ્યોને માટે ભલે હો, તથાપિ તેઓ ન જાણે તેવી રીતે પણ તેઓની એક વાક્યતા કુદરત જાળવી રાખે છે. ઘણા આચારોમા પણ વિચાર એક હોય છે.

ચીનની સ્ત્રીઓ પોતાના પગ બહુ ટુંકા હોવામાં સુંદરતાનું દર્શન કરે છે, અને યુરોપ અમેરિકાની સ્ત્રીઓ પોતાની કમ્મર ટુંકી કરી નાખવામાં સુંદરતા દેખે છે.

જાપાનમાં નાક દાબેલું હોય અને ચપટું હોય તો તે સુંદર ગણાય, અને ઇરાનમાં તાણીને પણ લાંબું રાખ્યુ હોય તો સુંદર ગણાય.

બ્રાહ્મણો ગંગામાં સ્નાન કરી વેદના મંત્રો ભણી હિંદુ યજમાનને પવિત્ર કરે છે, એ જ પ્રકારે ક્રિશ્ચિયન બેપ્ટીસ્ટો હોજમાં યજમાનને બેપ્ટીઝમ આપી બાઇબલના સૂક્તો ભણી પવિત્ર કરે છે.

આ દૃષ્ટાંતથી જણાય છે કે આચારમાં વિવિધતા હોવા છતાં પણ સુંદરતા અને પવિત્રતા વગેરે ગુણોમાં આખી માનવજાતિની જ એક વાક્યતા છે–unity છે. માટે સો શાણા એ એકમત એવું જે કહેવાય છે તે સ્યાદ્વાદના સિદ્ધાન્તથી માનવજનતામાં આણી શકાય ખરું.

જુઓ, આપણા જૈનમાં ત્રણ સંપ્રદાયો છે અને ત્રણે માનીએ છીએ કે સમ્યક્જ્ઞાન, દર્શન અને ચારિત્રથી મુક્તિ છે. તથાપિ એ ત્રણે ગુણોને ખીલવવામાં તમે બારીક વિચારથી જોશો તો દરેક સંપ્રદાય એક ગુણને મુખ્ય રાખી, બીજા બેને ગૌણ કરી પોતાનો ધાર્મિક

વિકાસ કરી રહ્યા છે. કોઈ જ્ઞાનને, તો કોઈ દર્શનને, તો કોઈ ચારિત્રને. માટે એ સંપ્રદાયો જેને ભિન્ન ભિન્ન લાગતા હોય તેને તેમ લાગો, તથાપિ વક્તાને તો તે વિવિધ જણાવાથી અખિલ જૈનતાના પ્રત્યેક સંપ્રદાયમાં ભળી ત્રણે ગુણોને સમાન કક્ષામાં લાવવાનો પ્રયોગ કરી રહ્યો છે.

સ્થાનકવાસીઓ મૂર્તિને માનતા નથી, પરંતુ વક્તાની દૃષ્ટિએ પ્રભુ મહાવીરને માને છે, પ્રભુ મહાવીરની માનસપૂજા પણ કરે છે, તેમનું જ સ્મરણ કરે છે અને તેમના ગુણો ઉપર યથાશક્તિ ધ્યાન પણ કરે છે. આ જ પ્રકારે દિગંબર સંપ્રદાયનો તરણતારણપંથ મૂર્તિને માનતો નથી તથાપિ, શ્વેતાંબરના સ્થાનકવાસી સંપ્રદાયની માફક શ્રીમહાવીરની જ માનસપૂજા-સ્મરણ-ધ્યાન કર્યા કરે છે. આપણે શ્વેતાંબરો ઉપરનું તો બધુ કરીએ છીએ એટલુ જ નહિ પણ એ સઘળાં વિધાનો ઉપરાંત મૂર્તિદ્વારાએ પણ એ પ્રભુનું પૂજન કરીએ છીએ.

વક્તાને તો જણાય છે કે મૂર્તિપૂજક નામ આપણને આપણા વિરોધીએ આપેલુ છે. આખા જગતના, લાલનના યથાશક્તિ કરેલા પ્રવાસ-અનુભવપરથી જણાય છે કે કોઈ મૂર્તિપૂજક નથી. બધા એક સરખી રીતે પ્રભુપૂજક છે. દાખલા તરીકે—

લાલન પોતાના એક બ્રાહ્મણ મિત્ર સાથે ભુલેશ્વરના મંદિરમાં જાય છે. ત્યાં એક સંસ્કૃત શ્લોકથી તે એક મહાદેવની આ પ્રકારે પ્રાર્થના કરે છે—

મેરૂ પર્વત જેટલી થોડી શી શાહી હોય, સમુદ્રના સરખો નાનો શો ખડીયો હોય, કલ્પવૃક્ષની શાખાઓની કલમો ઘડી હોય, આખી પૃથ્વીને વીટાઈ વળે એટલો નાનો શો કાગળનો ટુકડો હોય, અને એ ટુકડા પર સાક્ષાત્ સરસ્વતી પોતે નિરંતર, હે પ્રભુ! તારી સ્તુતિ લખે, તથાપિ તારા અનંત ગુણ માપી શકાય નહિ.'

આ જ પ્રકારે આમાં તમે પહેલેથી છેલ્લે સુધી જોશો કે એ બ્રાહ્મણપુત્રના આત્મા, માનસ કે વચન ક્યાં છે! તેનો આત્મા તો

પરમાત્માને જોઈ રહ્યો છે અને તેઓના જ ગુણનું વર્ણન કર્યા કરે છે.

જો એ પ્રતિમાનું જ દર્શન કર્યા કરતો હોત, તો તો એમ બોલત કે, 'હે પ્રતિમા, તને પાણાની ખાણમાંથી ખોદી કાઢી છે, ફલાણા કડીઆએ ઘડી છે, ફલાણા સલાટે તને ગોળમટોળ બનાવી છે!' આવું તો કયાંય પણ દેખાતું નથી. તો પછી એ મૂર્તિપૂજક કે પ્રતિમાપૂજક કયાં છે? એ તો પ્રભુપૂજક છે.

એ જ પ્રકારે એ બ્રાહ્મણ મિત્ર લાલનની સાથે ચિંતામણજીના મંદિરમાં આવે છે અને ત્યાં લાલન સસ્કૃતમાં એક શ્લોક બોલે છે–તેની મતલબ આ પ્રકારે છે.

'એક સુદર વન છે અને તેમાં સર્વ ચંદનના વૃક્ષો છે. એ ચદનના વૃક્ષોની સુંગંધથી આકર્ષાઇ તેની આસપાસ સર્પો વીંટાઈ રહે છે. પરન્તુ એ ચંદનવનમાં મયૂર દાખલ થાય છે. એટલે સર્પો મયૂરના ભયથી ચંદનને છોડી નાસી જાય છે. તેમ હે પ્રભુ પ્રાર્શ્વનાથ, ચંદન જેવા અમારા આત્માની આસપાસ કર્મોરૂપી સર્પો વીંટાઈ રહ્યા છે અને અમારી આત્મસુગંધને વિષમય બનાવી રહ્યા છે. આપ અમારા હૃદયવનમાં મયૂરરૂપે પધારો એટલે કર્મોરૂપી સર્પો નાસી જઈ અમારી આત્મસુગંધને તમારા પ્રતાપથી અમૃતમય કરી અમને ને જગતને આનંદ આપે.

વક્તાનો બ્રાહ્મણ મિત્ર જોઈ શકે છે કે આમાં પ્રતિમા કે મૂર્તિનું દર્શન, પૂજન, કે વદન નથી, પરતુ શ્રી પાર્શ્વનાથનુ જ દર્શન છે.

એ જ પ્રકારે વક્તા મોરબીના એક મિત્ર પાસેથી દસ હજાર રૂપીઆની એક નોટ લે છે, એને બદલે એ મિત્રને એ નોટ કરતાં સુંદર રૂપેરી કાગળ આપે છે, તથાપિ પોતે સ્થાનકવાસી હોવા છતાં પણ એ દસ હજાર રૂપીઆની નોટને રૂપીઆ જ માને છે તેમ આપણે વિધિયુક્ત થયેલી પ્રતિમાને મૂર્તિ કે પત્થર નથી માનતા પરંતુ પ્રભુ માનીએ છીએ.

દિગમ્બર સાધુઓ, દિશારૂપી વસ્ત્રથી પોતાના ચારિત્રનો નિર્વાહ કરે છે અને શ્વેતાંબર સાધુઓ પણ આચારાંગસૂત્ર પ્રમાણે **'અચેલક'** જણાય છે.

'અચેલક' શબ્દનો અર્થ વસ્ત્રરહિત થાય છે, પરતુ એનો અર્થ 'અચેલક' એટલે અલ્પવસ્ત્રવાળા કરવામાં આવે છે. આમ એક વસ્ત્રરહિત રહીને અને બીજા અલ્પવસ્ત્રમાં પણ મોહ નહિ રાખીને પોતાના ચારિત્રનો નિર્વાહ કરે એમાં વિરોધ સ્યાદ્વાદીને ક્યાથી હોઈ શકે ?

સંવત્સરી પ્રતિક્રમણ કોઈ ચોથને દિવસે કરે છે, કોઈ પાચમને દિવસે કરે છે હવે પ્રતિક્રમણના હેતુ ઉપર જોઈએ તો પ્રમાદવશથી આત્મા પોતાનુ સ્થાન છોડી પરસ્થાનમા ગયો હોય–એટલે અતિચાર લાગ્યો હોય, તેને ધોઈ નાખવાનુ છે. હવે પાચમને દિવસે પરભાવમાથી સ્વભાવમા આવનારા અને ચોથને દિવસે પરભાવમાથી સ્વભાવમાં આવનારામાં વિરોધ ક્યાં છે ! તે કંઇ સમજાતુ નથી. માટે જો આશય એક જ છે–વિવિધ તિથિએ કરેલા અનુષ્ઠાનનુ ફળ જો એક સરખુ આવે છે તો પછી પરસ્પર **સુસંપ** શા માટે ન સધાવો જોઇએ ?

શાસ્ત્રમાં કહ્યું છે કે જે ક્રિયા સાધ્યને પહોંચાડે છે તે જ સમ્યક્ ક્રિયા છે. માટે ચોથ કે પાચમ જો સાધ્યને પહોચાડવાને બદલે સાધનમાંથી પણ ખસી જાય અને ખમાવવાને બદલે કલહ વધારે તો ધર્મને બદલે અધર્મ જગતમાં વધે માટે શ્રી મહાવીરને ધર્મન્યાયાધીશ રાખી–તેમના સ્યાદ્વાદ કે સમાધાનવાદથી વિશ્વના તમામ ધર્મમાર્ગો, ધર્મના નાના સપ્રદાયો, અને સપ્રદાયના પંથો–ગચ્છો અને સંઘાડાને જોતા શિખીએ તો આ વિશ્વમાં સર્વ ધર્મ સુસંપતા–સંવાદનો સંભાળી જગત શાંતિથી સુપ્રગતિના પંથે ચાલતું જણાશે.

તા. ૨૧–૮–૩૦

**લાલન.**

# શાસ્ત્રમર્યાદા

**શાસ્ત્ર એટલે શું ?**—જે શિક્ષણ આપે એટલે કે જે કોઈ વિષયની માહિતી અને અનુભવ આપે તે, તે વિષયનું શાસ્ત્ર. માહિતી અને અનુભવ જેટજેટલા પ્રમાણમાં ઉંડા તથા વિશાલ તેટતેટલા પ્રમાણમાં તે શાસ્ત્ર તે વિષય પરત્વે વધારે મહત્ત્વનુ. આમ મહત્ત્વનો આધાર ઉંડાણ અને વિશાળતા પર હોવા છતાં તે શાસ્ત્રની પ્રતિષ્ઠાનો આધાર તો તેની યથાર્થતા ઉપર જ છે. અમુક શાસ્ત્રમાં માહિતી ખૂબ હોય, ઉંડી હોય, અનુભવ વિશાળ હોય છતાં તેમાં જો દૃષ્ટિદોષ કે બીજી ભ્રાંતિ હોય તો તે શાસ્ત્ર કરતાં તે જ વિષયનુ, થોડી પણ યથાર્થ માહિતી આપનાર અને સત્ય અનુભવ પ્રકટ કરનાર બીજું શાસ્ત્ર વધારે મહત્ત્વનું છે, અને તેની જ પ્રતિષ્ઠા ખરી બંધાય છે. શાસ્ત્ર શબ્દમાં શાસ્ અને ત્ર એવા બે શબ્દો છે. શબ્દોમાથી અર્થ ઘટાવવાની અતિજૂની રીતનો આગ્રહ છોડવો ન જ હોય તો એમ કહેવું જોઇએ કે શાસ્ એ શબ્દ માહિતી અને અનુભવ પૂરા પાડવાનો ભાવ સૂચવે છે, અને ત્ર શબ્દ ત્રાણશક્તિનો ભાવ સૂચવે છે. શાસ્ત્રની ત્રાણશક્તિ એટલે આડે રસ્તે જતાં અટકાવી માણસને બચાવી લેવો અને તેની શક્તિને સાચે રસ્તે દોરવી. આવી ત્રાણ-શક્તિ માહિતી કે અનુભવની વિશાળતા ઉપર અગર તો ઉંડાણ ઉપર અવલંબિત નથી. પણ એ માત્ર સત્ય ઉપર અવલંબિત છે. તેથી એકંદર રીતે વિચારતાં ચોખ્ખું એ જ ફલિત થાય છે, કે જે કોઈ પણ વિષયની સાચી માહિતી અને સાચો અનુભવ પૂરો પાડે તે જ શાસ્ત્ર કહેવાવું જોઇએ.

**આવું શાસ્ત્ર તે કયું ?**—ઉપર કહેલ વ્યાખ્યા પ્રમાણે તો કોઈને શાસ્ત્ર કહેવું એ જ મુશ્કેલ છે. કારણ કોઈ પણ એક શાસ્ત્ર

અત્યાર સુધીની દુનિયામાં એવું નથી જન્મ્યું કે જેની માહિતી અને અનુભવ, કોઇ પણ રીતે ફેરફાર પામે તેવાં ન જ હોય કે જેની વિરુદ્ધ કોઇને કદીએ કહેવાનો પ્રસંગ જ ન આવે. ત્યારે ઉપરની વ્યાખ્યા પ્રમાણે જેને શાસ્ત્ર કહી શકાય એવું કંઈ પણ છે કે નહિ? એ જ સવાલ થાય છે. આનો ઉત્તર સરળ પણ છે અને કઠણ પણ છે. જો ઉત્તરની પાછળ રહેલ વિચારમાં બંધન, ભય કે લાલચ ન હોય તો ઉત્તર સરળ છે, અને જો તે હોય તો ઉત્તર કઠણ પણ છે. વાત એવી છે કે માણસનો સ્વભાવ જિજ્ઞાસુ પણ છે અને શ્રદ્ધાળુ પણ છે. જિજ્ઞાસા એને વિશાળતામાં લઈ જાય છે અને શ્રદ્ધા એને મક્કમપણું અર્પે છે. જિજ્ઞાસા અને શ્રદ્ધાની સાથે જો બીજી કોઈ આસુરી વૃત્તિ ભળી જાય તો તે માણસને મર્યાદિત ક્ષેત્રમાં બાંધી રાખી તેમાં જ સત્ય–નહિ નહિ, પૂર્ણ સત્ય–જોવાની ફરજ પાડે છે. આનું પરિણામ એ આવે છે કે માણસ કોઇ એક જ વાક્યને અગર કોઈ એક જ ગ્રંથને, અગર કોઇ એક જ પરંપરાના ગ્રંથ-સમૂહને છેવટનું શાસ્ત્ર માની લે છે, અને તેમાં જ પૂર્ણ સત્ય છે, એવી માન્યતા ધરાવતો થઇ જાય છે. આમ થવાથી માણસ માણસ વચ્ચે, સમૂહ સમૂહ વચ્ચે અને સંપ્રદાય સંપ્રદાય વચ્ચે શાસ્ત્રની સત્યતા અસત્યતાની બાબતમાં અગર તો શાસ્ત્રની શ્રેષ્ઠતાના તર–તમ ભાવની બાબતમાં મોટો વિખવાદ શરૂ થાય છે. દરેક જણ પોતે માનેલ શાસ્ત્ર સિવાયનાં બીજાં શાસ્ત્રોને ખોટાં અગર અપૂર્ણ સત્ય જણાવનારાં કહેવા મંડે છે અને તેમ કરી સામા પ્રતિસ્પર્ધિને પોતાનાં શાસ્ત્ર વિષે તેમ કહેવાને જાણે અજાણે નોતરે છે. આ તોફાની વાતાવરણમાં અને સાંકડી મનોવૃત્તિમાં એ તો વિચારાવું જ રહી જાય છે કે ત્યારે શું બધાં જ શાસ્ત્રો ખોટાં કે બધાં જ શાસ્ત્રો સાચાં કે બધાં જ કાંઈ નહિ?

આ થઈ ઉત્તર આપવાની કઠીણાઇની બાજુ. પરંતુ જ્યારે આપણે ભય, લાલચ અને સંકુચિતતાના બંધનકારક વાતાવરણમાંથી

છૂટા થઈ વિચારીએ ત્યારે ઉક્ત પ્રશ્નનો નિવેડો સહેલાઈથી આવી જાય છે, અને તે એ છે કે સત્ય એક અને અખંડ હોવા છતાં તેનો આવિર્ભાવ ( તેનું ભાન ) કાળક્રમથી અને પ્રકારભેદથી થાય છે. સત્યનુ ભાન જો કાળક્રમ વિના અને પ્રકારભેદ વિના થઈ શકતું હોત તો અત્યાર અગાઉ ક્યારનું યે સત્યશોધનનું કામ પતી ગયું હોત, અને એ દિશામાં કોઇને કાંઇ કહેવાપણું કે કરવાપણું ભાગ્યે જ રહ્યું હોત. જે જે મહાન પુરુષો સત્યનો આવિર્ભાવ કરનાર પૃથ્વીના પટ ઉપર થઈ ગયા છે તેમને પણ તેમના પહેલાં થઈ ગએલા અમુક સત્યશોધકોની શોધનો વારસો મળેલો જ હતો. એવો કોઈ પણ મહાન પુરુષ તમે બતાવી શકશો કે જેને પોતાની સત્યની શોધમાં અને સત્યના આવિર્ભાવમ પોતાના પૂર્વવર્તી અને સમસમયવર્તી બીજા તેવા શોધકની શોધનો થોડો પણ વારસો ન જ મળ્યો હોય, અને માત્ર તેણે જ એકાએક અપૂર્વપણે તે સત્ય પ્રકટાવ્યુ હોય? આપણે સહેજ પણ વિચારીશુ તો માલુમ પડશે કે કોઈ પણ સત્યશોધક અગર શાસ્ત્રપ્રણેતા પોતાને મળેલ વારસાની ભૂમિકા ઉપર ઉભો રહીને જ પોતાની દૃષ્ટિ પ્રમાણે અગર તો પોતાની પરિસ્થિતિને બંધ બેસે એવી રીતે સત્યનો આવિર્ભાવ કરવા મથે છે, અને તેમ કરી સત્યના આવિર્ભાવને વિકસાવે છે. આ વિચારસરણી જો ફેંકી દેવા જેવી ન હોય તો એમ કહેવું જોઇએ કે કોઇ પણ એક વિષયનું શાસ્ત્ર એટલે તે વિષયમાં શોધ ચલાવેલ, શોધ ચલાવતાં કે કે શોધ ચલાવનાર વ્યક્તિઓની ક્રમિક અને પ્રકાર ભેદવાળી પ્રતીતિઓનો સરવાળો. આ પ્રતીતિઓ જે સયોગોમાં અને જે ક્રમે જન્મી હોય તે સંયોગો પ્રમાણે તે જ ક્રમે ગોઠવી લઇએ તો એ વિષયનું સળંગ શાસ્ત્ર બને અને એ બધી જ ત્રૈકાલિક પ્રતીતિઓ કે આવિર્ભાવો– માંથી છૂટા છૂટા મણુકા લઈ લઇએ તો તે અખંડ શાસ્ત્ર ન કહેવાય; છતાં તેને શાસ્ત્ર કહેવું હોય તો એટલા જ અર્થમાં કહેવું જોઈએ કે તે પ્રતીતિનો મણુકો પણ એક અખંડ શાસ્ત્રનો અંશ

છે. પણ એવા કોઈ અંશને જો સંપૂર્ણતાનું નામ આપવામાં આવે તો તે ખોટું જ છે. જો આ મુદ્દામાં વાંધો લેવા જવું ન હોય—હું તો નથી જ લેતો—તો આપણે નિખાલસ દિલથી કબુલ કરવું જોઈએ કે માત્ર વેદ, માત્ર ઉપનિષદો, માત્ર જૈન આગમો, માત્ર બૌદ્ધ પિટકો, માત્ર અવેસ્તા, માત્ર બાઈબલ, માત્ર પુરાણ, માત્ર કુરાન કે માત્ર તે તે સ્મૃતિઓ એ પોતપોતાના વિષયપરત્વે એકલાં જ અને સંપૂર્ણ શાસ્ત્ર નથી. પણ એ બધા જ આધ્યાત્મિક વિષય પરત્વે, ભૌતિક વિષય પરત્વે, અગર તો સામાજિક વિષય પરત્વે એક અખંડ ત્રૈકાલિક શાસ્ત્રનાં ક્રમિક તેમજ પ્રકાર ભેદવાળા સત્યના આવિર્ભાવનાં સૂચક અથવા તો અખંડ સત્યની દેશ કાળ, અને પ્રકૃતિ ભેદ પ્રમાણે જુદીજુદી બાજુઓ રજુ કરતાં મણકા શાસ્ત્રો છે. આ વાત કોઈ પણ વિષયના ઐતિહાસિક અને તુલનાત્મક અભ્યાસીને સમજવી તદ્દન સહેલી છે. જો આ સમજ આપણા મનમાં ઉતરે—અને ઉતારવાની જરૂર તો છે જ—તો આપણે પોતાની વાતને વળગી રહેવા છતાં બીજાને અન્યાય કરતા બચી જઈએ, અને તેમ કરી બીજાને પણ અન્યાયમાં ઉતરવાની પરિસ્થિતિથી બચાવી લઈએ. પોતાના માની લીધેલ સત્યને બરાબર વફાદાર રહેવા માટે જરૂરનું એ છે કે તેની કિંમત હોય તેથી વધારે આંકી અંધશ્રદ્ધા ન ખીલવવી અને ઓછી આંકી નાસ્તિકતા ન દાખવવી. આમ કરવામાં આવે તો જણાયા વિના ન જ રહે કે અમુક વિષય પરત્વેના સત્યશોધકોનાં મંથનો કાં તો બધાં જ શાસ્ત્રો છે, કાં તો બધાં જ અશાસ્ત્રો છે, અને કાં તો એ કાંઈ જ નથી

દેશ, કાળ, અને સંયોગથી પરિમિત સત્યના આવિર્ભાવની દૃષ્ટિએ એ બધાં જ શાસ્ત્રો છે. સત્યના સંપૂર્ણ અને નિરપેક્ષ આવિર્ભાવની દૃષ્ટિએ એ બધાં જ અશાસ્ત્રો છે, શાસ્ત્રયોગની પાર ગએલ સામર્થ્યયોગની દૃષ્ટિએ એ બધાં શાસ્ત્ર કે અશાસ્ત્ર કાંઈ નથી. માની લીધેલ સાંપ્રદાયિક શાસ્ત્ર વિષેનું મિથ્યા અભિમાન ગાળવા માટે

આટલી જ સમજ બસ છે. જો એ મિથ્યા અભિમાન ગળે તો મોહનું બંધન ટળતાં જ બધા મહાન પુરુષોનાં ખંડ સત્યોમાં અખંડ સત્યનું દર્શન થાય અને બધી જ વિચારસરણીની નદીઓ પોતપોતાની ઢબે એક જ મહાસત્યના સમુદ્રમાં મળે છે એવી પ્રતીતિ થાય. આ પ્રતીતિ કરાવવી એ જ શાસ્ત્રરચનાનો પ્રધાન ઉદ્દેશ છે.

**સર્જકો અને રક્ષકો**—શાસ્ત્રો કેટલાકને હાથે સરજાય છે અને કેટલાકને હાથે સચવાય છે–રક્ષાય છે; અને બીજા કેટલાકને હાથે સચવાવા ઉપરાંત તેમાં ઉમેરણ થાય છે. રક્ષકો, સુધારકો, અને પુરવણીકારો કરતાં સર્જકો હમેશા જ ઓછા હોય છે. સર્જકોમાં પણ બધા સમાન જ કોટિના હોય એમ ધારવું તે મનુષ્યપ્રકૃતિનું અજ્ઞાન છે. રક્ષકોના મુખ્ય બે ભાગ પડે છે. પહેલો ભાગ સર્જકની કૃતિને આજન્મ વફાદાર રહી તેનો આશય સમજવાની, તેને સ્પષ્ટ કરવાની અને તેનો પ્રચાર કરવાની કોશીષ કરે છે તે એટલો બધો ભક્તિસંપન્ન હોય છે કે તેને મન પોતાના પૂજ્ય સ્રષ્ટાના અનુભવમાં કાંઇ જ સુધારવા જેવું કે ફારફેર કરવા જેવું નથી લાગતું. તેથી તે પોતાના પૂજ્ય સ્રષ્ટાના વાક્યોને અક્ષરશ: વળગી તેમાથી જ બધું ફલિત કરવાનો પ્રયત્ન કરે છે. અને દુનિયા તરફ જોવાની બીજી આખ બંધ કરી દે છે. જ્યારે રક્ષકોનો બીજો ભાગ ભક્તિસંપન્ન હોવા ઉપરાત દૃષ્ટિસંપન્ન પણ હોય છે. તેથી તે પોતાના પૂજ્ય સ્રષ્ટાની કૃતિને અનુસરવા છતા તેને અક્ષરશ: વળગી રહેતો નથી. ઉલટું તેમાં તે જે જે ઉણપો જુએ છે, અગર પુરવણીની આવશ્યકતા સમજે છે; તેને પોતાની શક્તિ પ્રમાણે દૂર કરી કે પૂર્ણ કરીને જ તે શાસ્ત્રનો પ્રચાર કરે છે. આ રીતે જ રક્ષકોના પહેલા ભાગ દ્વારા શાસ્ત્રો પ્રમાર્જન અને પુરવણી ન પામવા છતાં એકદેશીય ઉંડાણ કેળવે છે અને રક્ષકોના બીજા ભાગ દ્વારા એ શાસ્ત્રો પ્રમાર્જન તેમજ પુરવણી મેળવવાને લીધે વિશાળતા પામે છે. કોઈ પણ સ્રષ્ટાના શાસ્ત્ર-સાહિત્યનો ઇતિહાસ તપાસીશું તો ઉપરની વાતની ખાત્રી થયા વિના

નહિ રહે અહિં દાખલા તરીકે આર્યઋષિઓના અમુક વેદભાગને મૂળ સર્જન માની પ્રસ્તુત વસ્તુ સમજાવવી હોય તો એમ કહી શકાય કે મંત્રવેદનો બ્રાહ્મણ ભાગ અને જૈમિનીયની મીમાંસા એ પ્રથમ પ્રકારના રક્ષકો છે, અને ઉપાનષદો, જૈન આગમો, બાદ્ધ પિટકો, ગીતા, સ્મૃતિ, અને બીજા તેવા ગ્રંથો એ બીજા પ્રકારના રક્ષકો છે. કારણ કે બ્રાહ્મણગ્રંથોને અને પૂર્વ મીમાંસાને મત્રવેદમાં ચાલી આવતી ભાવનાઓની વ્યવસ્થા જ કરવાની છે, તેના પ્રામાણ્યને વધારે મજબૂત કરી લોકોની તે ઉપરની શ્રદ્ધાને સાચવવાની જ છે. કોઇપણ રીતે મત્રવેદનું પ્રામાણ્ય સચવાઈ રહે એ એક જ ચિંતા બ્રાહ્મણકારો અને મીમાસકોની છે. તે કટ્ટર રક્ષકોને મત્રવેદમાં ઉમેરવા જેવું કાંઇ જ દેખાતું નથી. ઉલટું ઉમેરવાનો વિચાર જ તેમને ગભરાવી મૂકે છે. જ્યારે ઉપનિષદકારો, આગમકારો, પિટકકારો વગેરે મત્રવેદમાંથી મળેલા વારસાને પ્રમાર્જન કરવા જેવો, ઉમેરવા જેવો અને વિકસાવવા જેવો લેખે છે. આવી સ્થિતિમા એક જ વારસાને મેળવનાર જુદા જુદા સમયના અને સમસમયના પ્રકૃતિભેદવાળા માણસોમાં પક્ષાપક્ષી પડી જાય છે, અને કિલ્લેબધી ઉભી થાય છે.

**નવા જૂના વચ્ચે દ્વન્દ્વ**—ઉપરની કિલ્લેબધીમાંથી સંપ્રદાય જન્મે છે અને એક બીજા વચ્ચે વિચારનો સંઘર્ષ ખૂબ જામે છે. દેખીતી રીતે એ સઘર્ષ અનર્થકારી લાગે છે. પણ એ સંઘર્ષને પરિણામે જ સત્યનો આવિર્ભાવ આગળ વધે છે. કોઈ પુષ્ટ વિચારક કે સમર્થ સ્રષ્ટા એ જ સંઘર્ષમાંથી જન્મ લે છે અને તે ચાલ્યાં આવતાં શાસ્ત્રીય સત્યોમાં અને શાસ્ત્રીય ભાવનાઓમાં નવું પગલુ ભરે છે. આ નવું પગલુ પહેલાં તો લોકોને ચમકાવી મૂકે છે, અને બધા જ લોકો કે લોકોનો મોટો ભાગ રૂઢ અને શ્રદ્ધાસ્પદ શબ્દો તેમજ ભાવનાઓના હથિયારવડે એ નવા વિચાર કે સર્જકનું માથુ ફોડવા તૈયાર થાય છે. એક બાજુએ વિરોધીઓની પલટણ અને બીજી બાજુએ નવો આગન્તુક એકલો.

વિરોધીઓ એને કહે છે કે 'તું જે કહેવા માગે છે, જે વિચાર દર્શાવે છે તે આ જૂના ઈશ્વરીય શાસ્ત્રોમાં ક્યાં છે?' વળી તે બિચારા કહે છે કે 'જૂનાં ઈશ્વરીય શાસ્ત્રોના શબ્દો તો ઉલટું તારા નવા વિચારની વિરુદ્ધ જ જાય છે.' આ બિચારા શ્રદ્ધાળુ છતાં એક આંખવાળા વિરોધીઓને પેલો આગંતુક કે વિચારક સ્રષ્ટા તેમના જ સંકુચિત શબ્દોમાંથી પોતાની વિચારણા અને ભાવના કાઢી બતાવે છે. આ રીતે નવા વિચારક અને સ્રષ્ટા દ્વારા એક વખતના જૂના શબ્દો અર્થદૃષ્ટિએ વિકસે છે અને નવી વિચારણા અને ભાવનાનો નવો થર આવે છે અને વળી એ નવો થર વખત જતાં જૂનો થઈ જ્યારે બહુ ઉપયોગી નથી રહેતો અગર ઉલટો બાધક થાય છે ત્યારે વળી નવા જ સ્રષ્ટાઓ અને વિચારકો પ્રથમના થર ઉપર ચઢેલી એકવાર નવી અને હમણાં જૂની થઇ ગએલી વિચારણા અને ભાવનાઓ ઉપર નવો થર ચઢાવે છે. આ રીતે પરાપૂર્વથી ઘણીવાર એક જ શબ્દના ખોખામાં અનેક વિચારણાઓ અને ભાવનાઓના થર આપણે શાસ્ત્રમાર્ગમાં જોઈ શકીએ છીએ. નવા થરના પ્રવાહને જૂના થરની જગ્યા લેવા માટે જો શબ્દ સ્વતંત્ર સરજવા પડતા હોત અને અનુયાયીઓનું ક્ષેત્ર પણ જુદું જ મળતું હોત તો તો જૂના અને નવા વચ્ચે દ્વંદ્વ (વિરોધ) ને કદી જ અવકાશ ન રહેત. પણ કુદરતનો આભાર માનવો જોઇએ કે તેણે શબ્દ અને અનુયાયીઓનું ક્ષેત્ર છેક જ જુદું નથી રાખ્યું તેથી જૂના લોકોની મક્કમતા અને નવા આગંતુકની દૃઢતા વચ્ચે વિરોધ જામે છે અને કાળક્રમે એ વિરોધ વિકાસનું જ રૂપ પકડે છે. જૈન કે બૌદ્ધ મૂળ શાસ્ત્રોને લઈ વિચારીએ અગર વેદશાસ્ત્રને એકમ માની ચાલીએ તો પણ આજ વસ્તુ આપણને દેખાશે. મંત્રવેદમાંના બ્રહ્મ, ઇંદ્ર, વરુણ, ઋત, તપ, સત્, અસત્, યજ વગેરે શબ્દો તથા તેની પાછળની ભાવના અને ઉપાસના લ્યો; અને ઉપનિષદોમાં દેખાતી એ જ શબ્દોમાં આરોપાએલી ભાવના તથા ઉપાસના લ્યો. એટલું જ નહિ પણ

ભગવાન મહાવીર અને બુદ્ધના ઉપદેશમાં સ્પષ્ટપણે તરવરતી બ્રાહ્મણ, તપ, કર્મ, વર્ણ, વગેરે શબ્દો પાછળની ભાવના અને એ જ શબ્દો પાછળ રહેલી વેદકાલીન ભાવનાઓ લઇ બંનેને સરખાવો. વળી ગીતામાં સ્પષ્ટપણે દેખાતી યજ્ઞ, કર્મ, સંન્યાસ, પ્રવૃત્તિ, નિવૃત્તિ, યોગ, ભોગ વગેરે શબ્દો પાછળ રહેલી ભાવનાઓને વેદકાલીન અને ઉપનિષદ્‌-કાલીન એ જ શબ્દો પાછળ રહેલી ભાવનાઓ સાથે તેમજ આ યુગમાં દેખાતી એ શબ્દો ઉપર આરોપાએલી ભાવનાઓ સાથે સરખાવો તો છેલ્લા પાંચ હજાર વર્ષમા આર્યલોકોના માનસમાં કેટલો ફેર પડયો છે એ સ્પષ્ટ જણાશે. આ ફેર કંઈ એકાએક પડયો નથી. કે વગર વાંધે અને વગર વિરોધે વિકાસક્રમમાં સ્થાન પામ્યો નથી; પણ એ ફેર પડવામાં જેમ સમય લાગ્યો છે તેમ એ ફેરવાળા થરોને સ્થાન પામવામાં ઘણી અથડામણ પણ સહવી પડી છે. નવા વિચારકો અને સર્જકો પોતાની ભાવનાના હથોડાવડે જના શબ્દોની એરણ ઉપર જૂના લોકોના માનસને નવો ઘાટ આપે છે. હથોડા અને એરણ વચ્ચે માનસની ધાતુ દેશકાળાનુસારી ફેરફારવાળી ભાવનાઓના અને વિચારણાઓના નવનવા ઘાટ ધારણ કરે છે. અને આ નવા જૂનાની કાળચક્રીના પૈડાંઓ નવનવું દળ્યે જ જાય છે, અને મનુષ્ય-જાતિને જીવતી રાખે છે.

**વર્તમાન યુગ**—આ જમાનામાં ઝપાટાબંધ ઘણી ભાવનાઓ અને વિચારણાઓ નવા જ રૂપમાં આપણી આગળ આવતી જાય છે. રાજકીય કે સામાજિક ક્ષેત્રમાં જ નહિ પણ આધ્યાત્મિક ક્ષેત્ર સુદ્ધાંમા ત્વરાબંધ નવી ભાવનાઓ પ્રકાશમા આવતી જાય છે. એક બાજુએ ભાવનાઓને વિચારની કસોટીએ ચઢાવ્યા વિના સ્વીકારનારો મંદબુદ્ધિ વર્ગ હોય છે, ત્યારે બીજી બાજુએ એ ભાવનાઓને વગર વિચારે ફેંકી દેવા કે ખોટી કહેવા જેવી જડ બુદ્ધિવાળો પણ વર્ગ નાનોસૂનો નથી. આ સંયોગોમાં શું થવું જોઇએ અને શું થયું છે એ સમજાવવા ખાતર ઉપરના ચાર મુદ્દાઓ ચર્ચવામાં આવ્યા છે.

સર્જકો અને રક્ષકો મનુષ્યજાતિનાં નૈસર્ગિક ફળો છે. એની હસ્તીને કુદરત પણ મિટાવી શકે નહિ. નવા જૂના વચ્ચેનું દ્વંદ્વ એ સત્યના આવિર્ભાવનું અને તેને ટકવાનું અનિવાર્ય અંગ છે, એટલે તેથી પણ સત્યપ્રિય ગભરાય નહિ. શાસ્ત્ર એટલે શું? અને આવું શાસ્ત્ર તે કયું? એ બે મુદ્દાઓ દૃષ્ટિના વિકાસ માટે અથવા એમ કહો કે નવાજૂનાની અથડામણીના દધિમંથનમાંથી આપોઆપ તરી આવતા માખણને ઓળખવાની શક્તિને વિકસાવવા માટે ચર્ચ્યા છે. આ ચાર મુદ્દાઓ તો અત્યારના યુગની વિચારણાઓ અને ભાવનાઓ સમજવા માટે માત્ર પ્રસ્તાવના છે. ત્યારે હવે ટુંકમાં જોઈએ અને તે પણ જૈન સમાજને લઈ વિચારીએ કે તેની સામે આજે કયા કયા રાજકીય, સામાજિક અને આધ્યાત્મિક સમસ્યાઓ ખડી થઇ છે અને તેનો ઉકેલ શક્ય છે કે નહિ અને શક્ય હોય તો તે કઈ રીતે શક્ય છે?

૧. માત્ર કુળ પરંપરાથી કહેવાતા જૈન માટે નહિ પણ જેનામાં જૈનપણું ગુણથી થોડું ઘણું આવ્યું હોય તેને માટે સુદ્ધાં પ્રશ્ન એ છે કે તેવો માણસ રાષ્ટ્રીય ક્ષેત્ર અને રાજકીય પ્રકરણમાં ભાગ લે યા નહિ અને લે તો કઈ રીતે લે. કારણ કે તેવા માણસને વળી રાષ્ટ્ર એ શું? અને રાજકીય પ્રકરણ એ શું? રાષ્ટ્ર અને રાજપ્રકરણ તો સ્વાર્થ તેમજ સંકુચિત ભાવનાનું ફળ છે અને ખરું જૈનત્વ એ તો એની પારની વસ્તુ છે એટલે ગુણથી જે જૈન હોય તે રાષ્ટ્રીય કાર્યો અને રાજકીય ચળવળોમાં પડે કે નહિ? એ અત્યારના જૈન સમાજનો પેચીદો સવાલ છે—ગૂઢ પ્રશ્ન છે.

૨. લગ્નપ્રથાને લગતી રૂઢીઓ, નાતજાતને લગતી પ્રથાઓ અને ધંધા ઉદ્યોગની પાછળ રહેલી માન્યતાઓ અને સ્ત્રી–પુરુષ જાતિ વચ્ચેના સંબંધોની બાબતમાં આજકાલ જે વિચારો બળપૂર્વક ઉદય પામી રહ્યા છે અને ચોમેર ઘર કરી રહ્યા છે તેને જૈનશાસ્ત્રમાં ટેકો છે કે નહિ, અગર ખરા જૈનત્વ સાથે તે નવા વિચારોનો મેળ છે કે નહિ, કે જૂના વિચારો સાથે જ ખરા જૈનત્વનો સંબંધ છે! જો નવા વિચારોને

શાસ્ત્રનો ટેકો ન હોય અને તે વિચારો વિના જીવવું સમાજ માટે અશક્ય દેખાતું હોય તો હવે શુ કરવું? શું એ વિચારોને જૂના શાસ્ત્રની ઘરડી ગાયના સ્તનમાંથી જેમ તેમ દોહવાં? કે એ વિચારોનું નવું શાસ્ત્ર રચી જૈનશાસ્ત્રમાં વિકાસ કરવો? કે એ વિચારોને સ્વીકારવા કરતાં જૈનસમાજની હસ્તી મટવાને કીમતી ગણવુ?

૩. મોક્ષને પથે પડેલી ગુરુસંસ્થા ખરી રીતે ગુરુ એટલે માર્ગદર્શક થવાને બદલે જો અનુગામીઓને ગુરુ એટલે બોજા રૂપ જ થતી હોય અને ગુરુસંસ્થારૂપ સુભ્રમચક્રવર્તીની પાલખી સાથે તેને ઉપાડનાર શ્રાવકરૂપ દેવો પણ ડૂબવાની દશામાં આવ્યા હોય તો શું એ દેવોએ પાલખી ફેંકી ખસી જવુ? કે પાલખી સાથે ડૂબી જવું? કે પાલખી અને પોતાને તારે એવો કોઈ માર્ગ શોધવા થોભવું? જો એવો માર્ગ ન જ સૂઝે તો શું કરવુ? અને સૂઝે તો તે માર્ગ જૂના જૈનશાસ્ત્રમાં છે કે નહિ અગર તો આજસુધીમાં કોઇએ અવલંબેલો છે કે નહિ, એ જોવું?

૪. ધંધા પરત્વે પ્રશ્ન એ છે કે કયા કયા ધંધા ગુણજૈનત્વ સાથે બંધ બેસે અને કયા કયા ધંધા જૈનત્વના ઘાતક બને? શું ખેતીવાડી, લુહારી, સુતારી, અને ચામડાને લગતાં કામો, દાણાદુણીનો વ્યાપાર, વહાણવટું, સિપાહિગીરી, સાંચાકામ વગેરે જૈનત્વના બાધક છે? અને ઝવેરાત, કપડાં, દલાલી, સટ્ટો, મીલમાલેકી, વ્યાજવટાવ વગેરે ધંધાઓ જૈનત્વના બાધક નથી અગર ઓછા બાધક છે?

ઉપર આપેલા ચાર પ્રશ્નો તો અનેક એવા પ્રશ્નોમાંની વાનગી માત્ર છે. એટલે આ પ્રશ્નોનો ઉત્તર જે અહીં વિચારવામાં આવે છે તે જો તર્ક અને વિચારશુદ્ધ હોય તો બીજા પ્રશ્નોને પણ સહેલાઇથી લાગુ થઇ શકશે. આવા પ્રશ્નો ઉભા થાય છે તે કાંઈ આજે જ થાય છે એમ કોઇ ન ધારે. ઓછા વધતા પ્રમાણમાં અને એક અથવા બીજી રીતે આવા પ્રશ્નો ઉભા થએલા આપણે જૈનશાસ્ત્રના ઇતિહાસમાંથી અવશ્ય મેળવી શકીએ છીએ. જ્યાં સુધી હું સમજું છું ત્યાં સુધી આવા પ્રશ્નો ઉત્પન્ન થવાનું અને તેનું સમાધાન ન મળવાનું મુખ્ય

કારણ જૈનત્વ અને તેના વિકાસક્રમના ઈતિહાસ વિષેના આપણા અજ્ઞાનમાં રહેલું છે.

જીવનમાં સાચા જૈનત્વનું તેજ જરાયે ન હોય, માત્ર પરંપરાગત વેશ, ભાષા, અને ટીલાંટપકાંનું જૈનત્વ જાણે અજાણે જીવન ઉપર લદાએલું હોય અને વધારામાં વસ્તુસ્થિતિ સમજવા જેટલી બુદ્ધિશક્તિ પણ ન હોય ત્યારે ઉપર દર્શાવેલ પ્રશ્નોનો ઉકેલ નથી આવતો. એ જ રીતે જીવનમાં ઓછું વધતું સાચું જૈનત્વ ઉદ્‌ભવ્યું હોય છતાં વારસામાં મળેલ ચાલુ ક્ષેત્ર ઉપરાંત બીજા વિશાળ અને નવનવા ક્ષેત્રોમાં ઉભા થતા કોયડાઓને ઉકેલવાની તેમજ વારતવિક જૈનત્વની ચાવી લાગુ પાડી ગૂંચવણનાં તાળાંઓ ઉઘાડવા જેટલી પ્રજ્ઞા ન હોય ત્યારે પણ આવા પ્રશ્નોનો ઉકેલ નથી આવતો. તેથી જરૂરનું એ છે કે સાચું જૈનત્વ શું છે, એ સમજી જીવનમાં ઉતારવું અને બધા જ ક્ષેત્રમાં ઉભી થતી મુશ્કેલીઓનો નિકાલ કરવા માટે જૈનત્વનો શી શી રીતે ઉપયોગ કરવો, એની પ્રજ્ઞા વધારવી.

હવે આપણે જોઈએ કે સાચું જૈનત્વ એટલે શું ? અને તેના જ્ઞાન તથા પ્રયોગવડે ઉપરના પ્રશ્નોનો અવિરોધી નિકાલ કેવી રીતે આવી શકે ? આવું જનત્વ એટલે સમભાવ અને સત્યદષ્ટિ. જેને જૈનશાસ્ત્ર અનુક્રમે અહિંસા તેમ જ અનેકાંતદષ્ટિના નામથી ઓળખાવે છે. અહિંસા અને અનેકાંતદષ્ટિ એ બંને આધ્યાત્મિક જીવનની બે પાંખો છે અથવા તો પ્રાણપ્રદ ફેફસાં છે. એક આચારને ઉજ્જ્વળ કરે છે જ્યારે બીજી દષ્ટિને શુદ્ધ અને વિશાળ કરે છે. આજ વાતને બીજી રીતે મૂકીએ તો એમ કહેવું જોઇએ કે જીવનની તૃષ્ણાનો અભાવ અને એક દેશીય દષ્ટિનો અભાવ એ જ ખરુ જૈનત્વ છે. ખરુ જૈનત્વ અને જૈનસમાજ એ બે વચ્ચે જમીન અસમાન જેટલું અંતર છે. જેણે ખરું જૈનત્વ પૂર્ણપણે અગર તો ઓછાવધતા પ્રમાણમાં સાધ્યું હોય તેવી વ્યક્તિઓના સમાજ બંધાતા જ નથી. અને બંધાય તો પણ તેમનો માર્ગ એવો નિરાળો હોય છે કે તેમાં અથડામણીઓ જ

ઉભી થતી નથી, અને થાય છે તો સત્વર તેનો નિકાલ આવી જાય છે.

જૈનત્વને સાધનાર અને સાચા જ જૈનત્વની ઉમેદવારી કરનાર જે ગણ્યાગાંઠયા દરેક કાળમાં હોય છે તેતો જૈનો છે જ. અને એવા જૈનોના શિષ્યો અગર પુત્રો જેમનામાં સાચા જૈનત્વની ઉમેદવારી ખરીરીતે હોતી જ નથી પણ માત્ર સાચા જૈનત્વના સાધકે અને ઉમેદવારે ધારણ કરેલ રીતરિવાજો અગર પાળેલ સ્થૂળ મર્યાદાઓ જેમનામા હોય છે તે બધા જૈનસમાજના અંગો છે. ગુણજૈનોનો વ્યવહાર આન્તરિક વિકાસ પ્રમાણે ઘડાય છે અને તેમના વ્યવહાર અને આંતરિક વિકાસ વચ્ચે વિસંવાદ નથી હોતો. જ્યારે સામાજિક જૈનોમાં એથી ઉલટું હોય છે. તેમનો બાહ્ય વ્યવહાર તો ગુણજૈનોના વ્યવહાર-વારસામાંથી જ ઉતરી આવેલો હોય છે પણ તેમનામાં આંતરિક વિકાસનો છાટોય નથી હોતો. તેઓ તો જગતના બીજા મનુષ્યો જેવા જ ભોગતૃષ્ણાવાળા અને સાકડી દૃષ્ટિવાળા હોય છે. એક બાજુ આંતરિક જીવનનો વિકાસ જરાયે ન હોય અને બીજી બાજુ તેવા વિકાસવાળી વ્યક્તિઓમા સંભવતા આચરણોની નકલ હોય ત્યારે એ નકલ વિસંવાદનુ રૂપ ધારણ કરે છે, તથા ડગલે ને પગલે મુશ્કેલીઓ ઉભી કરે છે. ગુણજૈનત્વની સાધના માટે ભગવાન મહાવીરે કે તેમના સાચા શિષ્યોએ વનવાસ સ્વીકાર્યો હોય, નગ્નત્વ ધારણ કર્યું હોય, ગુફા પસંદ કરી હોય, ઘર અને પરિવારનો ત્યાગ કર્યો હોય, માલમત્તા તરફ બેપરવાઈ દાખવી હોય, એ બધુ આંતરિક વિકાસમાંથી જન્મેલુ હોઇ જરાયે વિરુદ્ધ દેખાતું નથી. પણ ગળે સુધી ભોગતૃષ્ણામાં ડૂબેલા અને સાચા જૈનત્વની સાધના માટે જરાયે સહનશીલતા વિનાના તેમ જ ઉદારદષ્ટિ વિનાના માણસો જ્યારે ઘરબાર છોડી જંગલમાં દોડે, ગુફાવાસ સ્વીકારે, માબાપ કે આશ્રિતોની જવાબદારી ફેંકી દે ત્યારે તો તેમનું જીવન વિસંવાદી થાય જ અને પછી બદલાતા નવા સંયોગો સાથે નવું જીવન ઘડવાની અશક્તિને કારણે તેમના જીવનમાં વિરોધ જણાય એ ખુલ્લું છે.

રાષ્ટ્રીયક્ષેત્ર અને રાજપ્રકરણમાં જૈને ભાગ લેવા કે ન લેવાની બાબતના પહેલા સવાલ પરત્વે જાણવું જોઇએ કે જૈનત્વ એ ત્યાગી અને ગૃહસ્થ એમ બે વર્ગમાં વહેંચાએલું છે. ગૃહસ્થ જૈનત્વ જો રાજ્યકર્તાઓમાં તેમજ રાજ્યના મંત્રી, સેનાધિપતિ વગેરે અમલદારોમાં ખુદ ભગવાન મહાવીરના સમયમાં જ જન્મ્યું હતુ, અને ત્યાર પછીનાં ૨૩૦૦ વર્ષ સુધી રાજાઓ તથા રાજ્યના મુખ્ય અમલદારોમાં જૈનત્વ આણવાનો અગર ચાલ્યા આવતા જૈનત્વને ટકાવવાનો ભગીરથ પ્રયત્ન જૈનાચાર્યોએ સેવ્યો હતો તો પછી આજે રાષ્ટ્રીયતા અને જૈનત્વ વચ્ચે વિરોધ શા માટે દેખાય છે? શું એ જૂના જમાનામાં રાજાઓ, રાજકર્મચારીઓ અને તેમનું રાજપ્રકરણ એ બધુ કાંઈ મનુષ્યાતીત કે લોકોત્તર ભૂમિનુ હતુ? શુ એમાં ખટપટ, પ્રપંચ કે વાસનાઓને જરાયે સ્થાન જ ન હતું કે શુ તે વખતના રાજપ્રકરણમાં તે વખતની ભાવના અને પરિસ્થિતિ પ્રમાણે રાષ્ટ્રીય અસ્મિતા જેવી કાંઈ વસ્તુ જ નહોતી? શુ તે વખતના રાજ્યકર્તાઓ ફક્ત વીતરાગદૃષ્ટિએ અને **વસુધૈવ કુટુમ્બકમ્**ની ભાવનાએ જ રાજ્ય કરતા? જો આ બધા પ્રશ્નોનો ઉત્તર એ જ હોય કે જેમ સાધારણ કુટુંબિ ગૃહસ્થ જૈનત્વ ધારણ કરવા સાથે પોતાનો સાધારણ ગૃહવ્યવહાર ચલાવી શકે છે તો મોભા અને વભાવાળા ગૃહસ્થ પણ એ જ રીતે જૈનત્વ સાથે પોતાના વભાને સંભાળી શકે છે અને એ જ ન્યાયે રાજા અને રાજકર્મચારી પણ પોતાના કાર્યક્ષેત્રમાં રહ્યે છતો સાચુ જૈનત્વ જાળવી શકે છે. તો આજની રાજપ્રકરણી સમસ્યાનો ઉત્તર પણ એ જ છે. એટલે કે રાષ્ટ્રીયતા અને રાજપ્રકરણ સાથે સાચા જૈનત્વને (જો હૃદયમાં પ્રકટયું હોય તો) કશો જ વિરોધ નથી. અલબત અહીં ત્યાગી વર્ગમાં ગણાતા જૈનની વાત વિચારવી બાકી રહે છે. ત્યાગી વર્ગનો રાષ્ટ્રીય ક્ષેત્ર અને રાજપ્રકરણ સાથે સંબંધ ન ઘટી શકે એવી કલ્પના ઉત્પન્ન થવાનું કારણ એ છે કે રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં શુદ્ધત્વ જેવું તત્ત્વ જ નથી, અને રાજપ્રકરણ પણ સમભાવવાળું હોઈ જ ન

શકે એવી માન્યતા રૂઢ થઇ છે પરંતુ અનુભવ આપણને કહે છે કે ખરી હકીકત એમ નથી. જો પ્રવૃત્તિ કરનાર પોતે શુદ્ધ હોય તો તે દરેક જગાએ શુદ્ધિ આણી અને સાચવી શકે છે; અને જો એ પોતે જ શુદ્ધ ન હોય તો ત્યાગી વર્ગમા રહેવા છતાં હમેશાં મેલ અને ભ્રમણામાં સબડયા કરે છે. આપણે ત્યાગી મનાતા જૈનોને ખટપટ, પ્રપચ અને અશુદ્ધિમાં તણાતા કયાં નથી જોતા? જો તટસ્થ એવા મોટા ત્યાગીવર્ગમાં એકાદ વ્યકિત ખરેખર જૈન મળી આવવાનો સંભવ હોય તો આધુનિક રાષ્ટ્રીય પ્રવૃત્તિ અને રાજકીય ક્ષેત્રમા ઝંપલાવનાર મોટા વર્ગમા તેથી એ વધારે સારા ગુણજૈનત્વને ધારણ કરનારી અનેક વ્યક્તિઓ કયાં નથી મળી આવતી કે જે જન્મથી પણ જૈન છે. વળી ત્યાગી મનાતા જૈન વર્ગે પણ રાષ્ટ્રીયતા અને રાજકીય ક્ષેત્રમા સમયોચિત ભાગ લેવાના દાખલાઓ જૈન-સાધુસંઘના ઈતિહાસમાં કયાં ઓછા છે? ફેર હોય તો એટલો જ છે કે તે વખતની ભાગ લેવાની પ્રવૃત્તિમા સાંપ્રદાયિક ભાવના અને નૈતિક ભાવના સાથે જ કામ કરતી; જ્યારે આજે સાંપ્રદાયિક ભાવના જરાયે કાર્યસાધક કે ઉપયોગી થઇ શકે તેમ નથી. એટલે જો નતિક ભાવના અને અર્પણવૃત્ત હૃદયમાં હોય (જેનો શુદ્ધ જૈનત્વ સાથે સપૂર્ણ મેળ છે) તો ગૃહસ્થ કે ત્યાગી કોઈપણ જૈને, તેના જૈનત્વને જરા પણ બાધ ન આવે અને ઉલટું વધારે પોષણ મળે એવી રીતે કામ કરવાનો રાષ્ટ્રીય તેમજ રાજકીય ક્ષેત્રમાં પૂર્ણ અવકાશ છે. ઘર અને વ્યાપારના ક્ષેત્ર કરતાં રાષ્ટ્ર અને રાજકીય ક્ષેત્ર મોટું છે, એ વાત ખરી; પણ વિશ્વની સાથે પોતાનો મેળ હોવાનો દાવો કરનાર જૈન ધર્મ માટે તો રાષ્ટ્ર અને રાજકીય ક્ષેત્ર એ પણ એક ઘર જેવું નાનકડું જ ક્ષેત્ર છે. ઉલટું આજે તો એ ક્ષેત્રમાં એવાં કાર્યો દાખલ થયાં છે કે જેનો વધારેમાં વધારે મેળ જૈનત્વ (સમભાવ અને સત્યદષ્ટિ) સાથે જ છે. મુખ્ય વાત તો એ જ છે કે કોઈ કાર્ય અગર ક્ષેત્ર સાથે જૈનત્વનો તાદાત્મ્ય સંબંધ નથી. કાર્ય અને ક્ષેત્ર ગમે તે હોય પણ જો જૈનત્વદષ્ટિ રાખી એમા પ્રવૃત્તિ થાય તો તે બધુ શુદ્ધ જ હોવાનું.

બીજો પ્રશ્ન લગ્નપ્રથા અને નાતજાત આદિના સંબંધ વિષે છે. આ બાબતમાં જાણવું જોઈએ કે જૈનત્વનું પ્રસ્થાન એકાંત ત્યાગવૃત્તિમાંથી થએલું છે. ભગવાન મહાવીરને જે કાંઈ પોતાની સાધનામાંથી આપવા જેવુ જણાયુ હતું તો તે એકાંતિક ત્યાગ જ હતો. પણ એવા ત્યાગના ઈચ્છનાર સુદ્ધાં બધા એકાએક એવી ભૂમિકાએ પહોચી ન શકે, એ લોકમાનસથી ભગવાન્ અજાણ્યા ન હોતા. એટલેજ તેઓ ઉમેદવારના ઓછા કે વધતા ત્યાગમાં સંમત થઇ, '**मा पडिबन्धं कुणह**'–વિલંબ ન કર–એમ કહી સંમત થતા ગયા અને બાકીની ભોગવૃત્તિ અને સામાજિક મર્યાદાઓનું નિયમન કરનારાં શાસ્ત્રો તો તે કાળે પણ હતાં, આજે પણ છે અને આગળ પણ રચાશે. સ્મૃતિ જેવા લૌકિક શાસ્ત્રો લોકો આજ સુધી ઘડતા આવ્યા છે અને આગળ પણ ઘડશે. દેશકાળ પ્રમાણે લોકો પોતાની ભોગમર્યાદા માટે નવા નિયમો, નવા વ્યવહારો ઘડશે, જૂનામાં ફેરફાર કરશે અને ઘણુ ફેંકી પણ દેશે. એ લૌકિક સ્મૃતિઓમા ભગવાન પડયા જ નથી. ભગવાનનો ધ્રુવ સિદ્ધાંત ત્યાગનો છે. લૌકિક નિયમોનુ ચક્ર તેની આજુબાજુ ઉત્પાદ વ્યયની પેઠે ધ્રુવ સિદ્ધાંતને અડચણ ન આવે એવી રીતે ફર્યા કરે એટલુ જ જોવાનુ રહે છે. આજ કારણથી જ્યારે કુલધર્મ પાળનાર તરીકે જૈનસમાજ વ્યવસ્થિત થયો અને ફેલાતો ગયો ત્યારે તેણે લૌકિક નિયમોવાળાં ભોગ અને સામાજિક મર્યાદાનુ પ્રતિપાદન કરતાં અનેક શાસ્ત્રો રચ્યાં. જે ન્યાયે ભગવાન પછીના હજાર વર્ષમાં સમાજને જીવતો રાખ્યો તે જ ન્યાય સમાજને જીવતો રહેવા માટે હાથ ઉંચો કરી કહે છે કે 'તું સાવધ થા, તારી પાસે પથરાએલી પરિસ્થિતિ જો અને પછી સમયાનુસારી સ્મૃતિઓ રચ. તુ એટલું ધ્યાનમાં રાખજે કે ત્યાગ એ જ સાચું લક્ષ્ય છે; પણ સાથે એ પણ ધ્યાનમાં રાખજે કે ત્યાગ વિના ત્યાગનો ડોળ તુ કરીશ તો જરૂર મરીશ, અને પોતાની ભોગ મર્યાદાને બધબેસે તેવી રીતે સામાજિક જીવનની ઘટના કરજે. માત્ર સ્ત્રીત્વને કારણે કે પુરુષત્વને કારણે એકની ભોગવૃત્તિ વધારે છે અથવા બીજાની ઓછી છે અથવા એકને પોતાની વૃત્તિઓ તૃપ્ત કરવાનો

ગમે તે રીતે હક્ક છે અને બીજાને વૃત્તિના ભોગ બનવાનો જન્મસિદ્ધ હક્ક છે એમ કદી ન માનતો;' સમાજધર્મ સમાજને એ પણ કહે છે કે સામાજિક સ્મૃતિઓ એ સદાકાળ એકસરખી હોતીજ નથી. ત્યાગના અનન્ય પક્ષપાતી ગુરુઓએ પણ જૈનસમાજને બચાવવા અગર તો તે વખતની પરિસ્થિતિને વશ થઈ આશ્ચર્ય પમાડે તેવાં ભોગમર્યાદાવાળાં વિધાનો કર્યાં છે હવેની નવીન જૈનસ્મૃતિઓમાં ચોસઠ હજાર તો શું પણ બે સ્ત્રીઓ પણ સાથે ધરાવનારાની પ્રતિષ્ઠાનું પ્રકરણ નાશ પામેલુ હશે, તો જ જૈન સમાજ માનભેર ધર્મસમાજોમાં મોઢું બતાવી શકશે. હવેની નવી સ્મૃતિના પ્રકરણમા એક સાથે પાંચ પતિ ધરાવનાર દ્રૌપદીના સતીત્વની પ્રતિષ્ઠા નહિ હોય છતાં પ્રામાણિકપણે પુનર્લગ્ન કરનાર સ્ત્રીના સતીત્વની પ્રતિષ્ઠા નોંધ્યે જ છૂટકો છે. હવેની સ્મૃતિમા ૪૦ થી વધારે વર્ષની ઉમરવાળા પુરુષનું કુમારી કન્યા સાથે લગ્ન એ બળાત્કાર કે વ્યભિચાર જ નોંધાશે. એક સ્ત્રીની હયાતીમા બીજી સ્ત્રી કરનાર હવેની જૈનસ્મૃતિમાં સ્ત્રીઘાતકી ગણાશે. કારણ કે આજે નૈતિક ભાવનાનું બળ જે ચોમેર ફેલાઈ રહ્યું છે તેની અવગણના કરીને જૈનસમાજ બધાની વચ્ચે માનપૂર્વક રહી જ ન શકે. નાતજાતના બધનો સખત કરવાં કે ઢીલાં કરવાં એ પણ વ્યવહારની સગવડનો જ સવાલ હોવાથી તેના વિધાનો નવેસર જ કરવાં પડશે. આ બાબતમા જૂનાં શાસ્ત્રોનો આધાર શોધવો જ હોય તો જૈનસાહિત્યમાંથી મળી શકે તેમ છે પણ એ શોધનો મહેનત કર્યા કરતાં "ધ્રુવજૈનત્વ"–સમભાવ અને સત્ય–કાયમ રાખી તેના ઉપર વ્યવહારને બધ બેસે એવી રીતે જૈનસમાજને જીવન અર્પનાર લૌકિક સ્મૃતિઓ રચી લેવામાં જ વધારે શ્રેય છે.

ગુરુસંસ્થાને રાખવા કે ફેંકી દેવાના સવાલ વિષે કહેવાનું એ છે કે આજ સુધીમાં ઘણીવાર ગુરુસસ્થા ફેકી દેવામાં આવી છે અને છતાં તે ઉભી છે. પાર્શ્વનાથની પાછળથી વિકૃત થએલ પરંપરા મહાવીરે ફેંકી દીધી તેથી કાંઈ ગુરુસંસ્થાનો અંત ન આવ્યો. ચૈત્યવાસીઓ ગયા પણ સમાજે બીજી સંસ્થા માંગી જ લીધી.

જતિઓના દિવસો ભરાતા ગયા ત્યાં તો સંવેગી ગુરુઓ આવીને ઉભા જ રહ્યા. ગુરુઓને ફેંકી દેવા એનો અર્થ એ કદી નથી કે સાચાં જ્ઞાન કે સાચા ત્યાગને ફેંકી દેવાં. સાચું જ્ઞાન અને સાચો ત્યાગ એ એવી વસ્તુ છે કે તેને પ્રલય પણ નષ્ટ કરી શકતો નથી ત્યારે ગુરુઓને ફેંકી દેવાનો અર્થ શો? એનો અર્થ એટલો જ કે અત્યારે જે અજ્ઞાન, ગુરુઓને લીધે પોષાય છે, જે વિક્ષેપથી સમાજ ગોપાય છે તે અજ્ઞાન અને વિક્ષેપથી બચવા માટે સમાજે ગુરુસંસ્થા સાથે અસહકાર કરવો. આ અસહકારના અગ્નિતાપ વખતે સાચા ગુરુઓ તો કુંદન જેવા થઇ આગળ તરી આવવાના, જે મેલા હશે તે શુદ્ધ થઇ આગળ આવશે અને કાં તો બળી ભસ્મ થશે પણ હવે સમાજને જે જાતના જ્ઞાન અને ત્યાગવાળા ગુરુઓની જરૂર છે (સેવા લેનાર નહિ પણ સેવા દેનાર–માર્ગદર્શકોની જરૂર છે) તે જાતના જ્ઞાન અને ત્યાગવાળા ગુરુઓ જન્માવવા માટે તેમના વિકૃત ગુરુત્વવાળી સંસ્થા સાથે આજે નહિ તો કાલે સમાજને અસહકાર કર્યે જ છૂટકો છે. અલબત્ત જો ગુરુસંસ્થામાં કોઈ માઇનો લાલ એકાદ પણ સાચો ગુરુ હયાત હશે તો આવા સખત પ્રયોગ પહેલા જ ગુરુસંસ્થાને તારાજીથી બચાવશે. જે વ્યક્તિ આંતરરાષ્ટ્રીય શાંતિપરિષદ જેવી પરિષદોમાં હાજર થઈ જગતનું સમાધાન થાય તેવી રીતે અહિંસાનુ તત્ત્વ સમજાવી શકશે અગર તો પોતાના અહિંસાબળે તેવી પરિષદોના હિમાયતીઓને પોતાના ઉપાશ્રયમાં આકર્ષી શકશે તે જ હવે પછી ખરો જૈનગુરુ થઈ શકશે. હવેનું એકએકારૂ જગત પ્રથમની અલ્પતામાંથી મુક્ત થઇ વિશાળતામાં જાય છે તે કોઇ નાત, જાત, સંપ્રદાય, પરંપરા, વેશ કે ભાષાની ખાસ પરવા કર્યા વિના જ માત્ર શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ત્યાગની રાહ જોતું ઉભું છે. એટલે જો અત્યારની ગુરુસંસ્થા આપણી શક્તિવર્ધક થવાને બદલે શક્તિબાધક જ થતી હોય તો તેમના અને જૈનસમાજના ભલા માટે પહેલામાં પહેલી તકે સમજદારે તેમની સાથે અસહકાર કરવો એ એક જ માર્ગ રહે છે. જો આવો માર્ગ લેવાની પરવાનગી

જૈનશાસ્ત્રમાંથી જ મેળવવાની હોય તો પણ તે સુલભ છે. ગુલામીવૃત્તિ નવું સરજતી નથી અને જૂનું ફેંકતી કે સુધારતી પણ નથી. એ વૃત્તિ સાથે ભય અને લાલચની સેના હોય છે. જેને સદ્‌ગુણોની પ્રતિષ્ઠા કરવી હોય તેણે ગુલામીવૃત્તિનો બુરખો ફેંકીને, છતાં પ્રેમ તથા નમ્રતા કાયમ રાખીને જ વિચારવું ઘટે.

ધંધાપરત્વેના છેલ્લા પ્રશ્નના સબંધમા જૈનશાસ્ત્રની મર્યાદા બહુ જ ટુંકી અને ટચ છતાં સાચો ખુલાસો કરે છે અને તે એ છે કે 'જે ચીજનો ધંધો ધર્મ વિરુદ્ધ કે નીતિવિરુદ્ધ હોય તે ચીજનો ઉપભોગ પણ ધર્મ અને નીતિવિરુદ્ધ છે. જેમ માસ અને મદ્ય જૈનપરંપરા માટે વર્જ્ય લેખાયા છે તો તેનો ધધો પણ તેટલો જ નિષેધપાત્ર છે. અમુક ચીજનો ધંધો સમાજ ન કરે તો તેણે તેનો ઉપભોગ પણ છોડવો જ જોઇએ આ જ કારણથી અન્ન, વસ્ત્ર અને વિવિધ વાહનોની મર્યાદિત ભોગતૃષ્ણા ધરાવનાર ભગવાનના મુખ્ય ઉપાસકો અન્ન, વસ્ત્ર આદિ બધુ નીપજાવતા, અને તેનો ધંધો પણ કરતા. જે માણસ બીજાની કન્યાને પરણી ઘર બાંધે અને પોતાની કન્યાને બીજા સાથે પરણાવવામા ધર્મનાશ જુએ એ કાંતો ગાંડો હોવો જોઈએ અને ડાહ્યો હોય તો જૈનસમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન ભોગવતો ન જ હોવો જોઇએ. જે માણસ કોલસા, લાકડા, ચામડા અને યંત્રો જથાબધ વાપરે તે માણુસ દેખીતી રીતે તેવા ધંધાનો ત્યાગ કરતો હશે તો એનો અર્થ એ જ કે તે બીજા પાસે તેવા ધધાઓ કરાવે છે. કરવામાં જ વધારે દોષ છે અને કરાવવામાં તેમ જ સમ્મતિ આપવામાં જ ઓછો દોષ છે એવું કાંઈ એકાંતિક કથન જૈનશાસ્ત્રમાં નથી. ઘણીવાર કરવા કરતા કરાવવા અને સમ્મતિમાં જ વધારે દોષ હોવાનો સંભવ જૈનશાસ્ત્ર માને છે. જે બૌદ્ધો માંસનો ધંધો કરવામાં પાપ માની તેવા ધધા જાતે ન કરતાં માંસના માત્ર ખોરાકને નિષ્પાપ માને છે તે બૌદ્ધોને જો જૈનશાસ્ત્ર એમ કહેતુ હોય કે "તમે ભલેને ધધો ન કરો પણુ તમારાદ્વારા વપરાતા માંસને

તૈયાર કરનાર લોકોના પાપમાં તમે ભાગીદાર છો જ" તો શું તે જ નિષ્પક્ષ જૈનશાસ્ત્ર કેવળ કુળધર્મ હોવાને કારણે જૈનોને એ વાત કહેતા અચકાશે? નહિ કદી જ નહિ. એ તો ખુલ્લે ખુલ્લુ કહેવાનું કે કાં તો ભોગ્ય ચીજોનો ત્યાગ કરો અને ત્યાગ ન કરો તો જેમ તેને ઉત્પન્ન કરવા અને તેનો વ્યાપાર કરવામાં પાપ લેખો છો તેમ બીજાઓ દ્વારા તૈયાર થયેલી અને બીજાઓ દ્વારા પૂરી પડાતી તે જ ચીજોના ભોગમાં પણ તેટલું જ પાપ લેખો. જૈનશાસ્ત્ર તમને પોતાની મર્યાદા જણાવશે કે "દોષ કે પાપનો સંબંધ ભોગવૃત્તિ સાથે છે; માત્ર ચીજોના સબંધ સાથે નથી." જે જમાનામાં મજૂરી એ જ રોટી છે એવું સૂત્ર જગદ્વ્યાપી થતું હશે તે જમાનામાં સમાજની અનિવાર્ય જરૂરિયાતવાળા અન્ન, વસ્ત્ર, રસ, મકાન, આદિને જાતે ઉત્પન્ન કરવામાં અને તેનો જાતે ધંધો કરવામાં દોષ માનનાર કાંતો અવિચારી છે અને કાંતો ધર્મઘેલો છે એમજ મનાશે.

**ઉપસંહાર**—ધારવા કરતાં શાસ્ત્રમર્યાદાનો વિષય વધારે લાંબો થયો છે પણ મને જ્યારે સ્પષ્ટ દેખાયું કે એને ટૂંકાવવામાં અસ્પષ્ટતા રહેશે એટલે થોડુંક લંબાણ કરવાની જરૂર પડી છે. આ લેખમાં મેં શાસ્ત્રોના આધારો જાણીને જ નથી ટાંકયા, કેમકે કોઈ પણ વિષય પરત્વે અનુકૂળ અને પ્રતિકૂળ બન્ને જાતનાં શાસ્ત્ર વાકયો મેળવી શકાય છે. અગર તો એકજ વાકયમાંથી બે વિરોધી અર્થો ઘટાવી શકાય છે. મેં સામાન્ય રીતે બુદ્ધિગમ્ય થાય એવું જ રજુ કરવાનો પ્રયત્ન કર્યો છે, છતાં મને જે કાંઇ અલ્પસ્વલ્પ જૈનશાસ્ત્રનો પરિચય થયો છે અને ચાલુ જમાનાનો અનુભવ મળ્યો છે તે બન્નેની એકવાકયતા મનમાં રાખીને જ ઉપરની ચર્ચા કરી છે. છતાં મ્હારો આ વિચાર વિચારવાની અને તેમાંથી નકામું ફેંકી દેવાની સૌને છૂટ છે. જે મને મારા વિચારોમાં ભૂલ સમજાવશે તે વયમાં અને જાતિમાં ગમે તેવડો અને ગમે તે હોવા છતાં મારા આદરનો પાત્ર અવશ્ય થશે.

સુખલાલ

# ખરી આધ્યાત્મિકતા

આજે અહી ધર્મ એ વિષયનો જુદી દૃષ્ટિથી વિચાર કરવાનો પ્રયત્ન કર્યો છે. તે વિચાર કરતાં પહેલાં ધર્મની આવશ્યકતા વિષે થોડો વિચાર કરીએ. મનુષ્યને ધર્મની અગત્ય શા માટે છે ? પ્રથમ તો નૈતિક ઉન્નતિ માટે ધર્મની ખાસ અગત્ય છે. નીતિમય વર્તન માટે માત્ર નીતિનું, સદસતનું જ્ઞાન બસ નથી એ આપણે અનુભવથી જાણીએ છીએ. મનુષ્ય પ્રલોભનોને વશ થાય છે તે માત્ર સદાચરણના જ્ઞાનના અભાવે નથી હોતુ, પરન્તુ જ્ઞાન છતા, સદાચરણબળની ખામીને લીધે, અર્થાત્ ધર્મબળના અભાવે તે પાપમાં પડે છે. એ રીતે વિચાર કરતાં જણાશે કે નીતિની ઉન્નત ભાવના ટકાવી રાખવા માટે તેમજ વ્યવહારમા નીતિના ઉચ્ચ આદર્શ અમલમા મુકવા માટે ધર્મ અથવા ધાર્મિક બળની ખાસ આવશ્યકતા છે.

મનુજ બન્ધુ માટે ભ્રાતૃભાવની લાગણી ખીલવવા માટે, સેવાભાવ જાગૃત કરવા માટે અને હૃદયની વિશાળતા કેળવવા માટે ધર્મ સિવાય બીજું એક પણ સાધન નથી. હૃદયની આ ઉંડી લાગણી એ બુદ્ધિનો વિષય નથી. પુસ્તકોના અભ્યાસથી કે વિજ્ઞાનથી એ ઉત્પન્ન થઈ શકતી નથી. ધાર્મિકતા–આધ્યાત્મિક વૃત્તિ હોય તો જ માનવ બન્ધુ માટે અનુકમ્પાની, સહાનુભૂતિની, સેવાની ભાવના ઉત્પન્ન થાય છે અને ગમે તેવા વિષમ પ્રસંગે તે કાયમ રહે છે.

સંકટ સમયે ધૈર્યબળ માટે ધર્મની ખાસ અગત્ય જણાય છે. પ્રિય જનના મૃત્યુ પ્રસંગે, કોઇ મોટી આપત્તિને પ્રસંગે કે સામાન્ય આધિવ્યાધિને પ્રસંગે ધૈર્ય રાખવાની વૃત્તિ, ધાર્મિકતા સારી રીતે

કેળવાયા વિના શક્ય નથી. સમસ્ત બ્રહ્માંડનું નિયંત્રણ એક અગમ્ય પરન્તુ અંતે કલ્યાણમય યોજનાનુસાર થાય છે એવી ઉંડી શ્રદ્ધા હોય તો જ એવે કઠિન પ્રસંગે મનુષ્ય ધૈર્ય ધારણ કરી શકે છે.

આ જીવનને અંતે, આપણા દેહના નાશ પછી અવશેષ અંશની ઉત્તરોત્તર ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ધર્મ સિવાય બીજો એક પણ ઉપાય નથી. પરલોક અને પરકાળના સ્વરૂપ વિષે ગમે તેટલો મતભેદ હોઈ શકે પરન્તુ નાશવંત દેહના અવસાન પછી ચેતનરૂપ આત્માની કોઈ પ્રકારની સ્થિતિ માનવી પડે છે, અને એ સ્થિતિની ઉત્તરોત્તર ઉન્નતિ પણ થવાની આવશ્યકતા જણાય છે. તો તે ઉન્નત સ્થિતિ ધર્મ સિવાય બીજે કયે માર્ગે સંભવિત છે?

ધર્મની આ રીતે આવશ્યકતા આપણે સ્વીકારીએ તો એટલું સ્પષ્ટ કબુલ કરવું પડશે કે પ્રચલિત કોઈ પણ ધર્મ કે પથ જે ઉપર જણાવેલી જરુરિયાતો ન પૂરી પાડે તે આપણે માટે ધર્મ નથી; તે ગમે તેટલો જૂનો કે પ્રતિષ્ઠા પામેલો હોય તો પણ આપણે માટે તે વર્જ્ય છે. જે પંથનાં ધર્મપુસ્તકો અગર વિધાનો નીતિની પરમ ઉન્નત ભાવનાને વિઘાતક હોય-તેમનું અંતર રહસ્ય ગમે એટલું ઊંડું તત્ત્વજ્ઞાન કે ગૂઢ ભાવનાઓથી ભરેલું હોય છતાં વ્યવહારમાં અને સ્થૂલ ઉપયોગમાં તે નીતિના વિચાર વાણી કે વર્તનને બાધકર્તા હોય-તો તે આપણે માટે ધર્મ નથી-તે સર્વથા અગ્રાહ્ય છે. એ જ રીતે જે ધર્મના પાલનથી, જેના બાહ્યાચારો સંપૂર્ણપણે અને શુદ્ધ નિખાલસ ભાવે નિરંતર પાળવા છતાં, સંકટ સમયે જે ચિત્તનો ક્ષોભ ટાળવા માટે ધૈર્યબળ ન આપી શકતો હોય, જેનાથી આત્માને પરમ શાંતિ પ્રાપ્ત થઈ ઉદ્વેગરહિત ચિત્ત ન થતું હોય તે ધર્મ તરીકે શા ઉપયોગનો છે?

જે ધર્મપાલનથી ચિત્તની વૃત્તિ સંકુચિત થઈ જતી હોય, હૃદયની વિશાલતાને બદલે પોતાનું, પારકું, ઉંચ, નીચ, સ્પૃશ્ય,

અસ્પૃશ્ય, શૌચ, અશૌચ એવા ભેદ પાડી માનવ સમાજમાં બંધુતાને બદલે વાડા પાડી સ્વાર્થી વૃત્તિ વધારવામાં સહાયભૂત થતો હોય તે ધર્મ નથી પણ ધર્મનો ઢોંગ માત્ર છે.

આ સર્વ દૃષ્ટિથી વિચાર કરી માનવસમાજની વર્તમાન અભિલાષાઓ અને જરુરિયાતો લક્ષમાં રાખી નવી વિશાળ દૃષ્ટિથી ધર્મ અને ધર્મસંસ્થાઓની યોજના થવાની સત્વરે જરુર છે એ ફરજ ધર્માચાર્યની ખાસ કરીને છે. એ ફરજમાંથી તેઓ ચુકશે અગર જીર્ણ અને નિરુપયોગી થઈ ગયેલા બાહ્યાચારને પ્રાધાન્ય આપી ધર્મના વાસ્તવિક સ્વરૂપ અથવા ખરી આધ્યાત્મિકતા પ્રત્યે દુર્લક્ષ રાખશે તો નજદીકના ભવિષ્યમાં એ ધર્મો, ધર્માચાર્યો અને ધર્મસંસ્થાઓ નષ્ટપ્રાય થશે અને ઇતિહાસના પૃષ્ઠ ઉપરથી તે વિલુપ્ત થશે

ગટુલાલ ગોપીલાલ ધ્રુવ
( એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર )